૩૮૨૨

# શાળોપયોગી અંકગણિત.

અંગ્રેજી તથા ગુજરાતી ધોરણોને માટે.

આવૃત્તિ બીજી

સુધારા તથા વધારા સાથે.

બનાવનાર

નસરવાનજી દોરાબજી આદરાનવાળા.



મુંબઈ:

જહા. ક. રાણીનાના યુનિયન પ્રેસમાં છાપીછે.

૧૮૮૯.

કિંમત ૪ આના

# પ્રસ્તાવના.

——o——

નિશાળોમાં શીખવવામાં આવતી કોઈબી બાબદ કરતાં અંકગણિત ઘણી અગત્યની બાબદ છે તોપણ તે સઘળેજ ઠેકાણે શરૂઆતથીજ બરાબર રીતે શીખવવામાં આવતી નથી. ઉપલા વર્ગમાં વિદ્યાર્થીઓ અંકગણિતમાં સાધારણ રીતે કાચા હોયછે તે શરૂઆતથીજ બરાબર રીતે તેમના મગજપર અંકગણિતના મૂળતત્વો નહીં ઠસાવ્યાનું પરિણામ લેખી શકાય. આવી રીતની અડચણોનો અનુભવ મને જે લાંબો વખત થયો મલતો જાયછે, તેપરથી ગુજરાતી ધોરણોનાં છોકરાંઓ માટે તેમજ અંગ્રેજી શરૂઆતના ધોરણના વિદ્યાર્થીઓ જેઓ અંગ્રેજી અંકગણિતમાંથી લેશભાર પણ કાંઈ સમજ્યા વગર મોઢે બરદીને અથવા એવીજ બીજી રીતે દાખલા કરેછે તેમને માટે આ નાની ચોપડી બાહાર પાડવામાં આવીછે, જે માટે આશા છે જે તેમને તે પુરતી ઉપયોગની થઈ પડશે. આ અંકગણિતમાં રીત અને દાખલાઓ એવી રીતે આપવામાં આવ્યાછે કે જેથી વિદ્યાર્થીઓ શરૂઆતથીજ મજબુત પાયાથી પોતાનો અભ્યાસ ચલાવે, અને જેમ હાલ તેઓના વર્ગમાં ચાલતી ચોપડીમાંથીજ દાખલા કરી શકેછે તેમ ન હતાં કોઈબી જાતનો દાખલો તરત સમજીને માત્ર સેહેલાઇથીજ નહીં પણ પુરતી ફતેહથી કરી શકે. આ ચોપડીની અગત્યતા વિશે આટલુંજ કેહેવું બસ થશે જે ઘણાજ થોડા વખતમાં તે એટલી તો

લોકપ્રીય થઈ પડીછે કે એના પ્રવર્ત્તાવનારને એમાં સુધારો તથા વધ. કરવાને પુરતું ઉત્તેજન મળેછે અને ઈશ્વરકૃપાથી એમ ચાલુ રેહેશે એવી આશા રાખવામાં આવેછે. સેવટે, અત્રેના તથા દેશાવરના જે જે શિક્ષકોએ આ ચોપડીને પોતાની નિશાળોમાં દાખલ કરી ઘટતો ઉત્તેજન આપ્યોછે તેમનો તેમજ જે મિત્રો આ કામ આસાનીથી પાર પાડવામાં બીન સ્વાર્થે જે કિંમતી મદદ તથા સલાહ આપતા રહ્યાછે તેમનો અત્યંત આભાર માનવાની રજા લઉંછું.

ન૦ દો૦ આદરાનવાળા.

——:o:——

# શાળોપયોગી અંકગણિત.

## અંક.

| | | |
|---|---|---|
| ૧–1–ઉવન. | ૧૬–16–સિક્સટીન. | ૩૧–31–થરટી ઉવન |
| ૨–2–ટુ. | ૧૭–17–સેવનટીન. | ૪૦–40–ફોરટી. |
| ૩–3–થ્રી. | ૧૮–18–એઇટીન. | ૫૦–50–ફિફટી. |
| ૪–4–ફોર. | ૧૯–19–નાઇનટીન. | ૬૦–60–સિક્સટી. |
| ૫–5–ફાઇવ. | ૨૦–20–ટ્વેનટી. | ૭૦–70–સેવનટી. |
| ૬–6–સિક્સ. | ૨૧–21–ટ્વેનટી ઉવન. | ૮૦–80–એઇટી. |
| ૭–7–સેવન. | ૨૨–22–ટ્વેનટી ટુ. | ૯૦–90–નાઇનટી. |
| ૮–8–એઇટ. | ૨૩–23–ટ્વેનટી થ્રી | ૧૦૦–100–ઉવન હંડ્રેડ. |
| ૯–9–નાઇન. | ૨૪–24–ટ્વેનટી ફોર. | ૧૦૧–101–ઉવન હંડ્રેડ ઉવન. |
| ૧૦–10–ટેન. | ૨૫–25–ટ્વેનટી ફાઇવ. | ૨૦૦–200–ટુ હંડ્રેડ. |
| ૧૧–11–ઇલેવન. | ૨૬–26–ટ્વેનટી સિક્સ. | ૩૦૦–300–થ્રી હંડ્રેડ. |
| ૧૨–12–ટ્વેલ્વ. | ૨૭–27–ટ્વેનટી સેવન. | ૪૦૦–400–ફોર હંડ્રેડ. |
| ૧૩–13–થરટીન. | ૨૮–28–ટ્વેનટી એઇટ. | ૫૦૦–500–ફાઇવ હંડ્રેડ. |
| ૧૪–14–ફોરટીન. | ૨૯–29–ટ્વેનટી નાઇન. | ૬૦૦–600–સિક્સ હંડ્રેડ. |
| ૧૫–15–ફિફટીન. | ૩૦–30–થરટી. | ૭૦૦–700–સેવન હંડ્રેડ. |

૮૦૦–800–એઇટ હંડ્રેડ. ૯૦૦–900–નાઇન હંડ્રેડ.

૧૦૦૦–1000–ઉવન થાઉઝન્ડ. ૧૦૦૦૦–10000–ટેન થાઉઝન્ડ.

——0——

## સંખ્યા પરિમાણ.

| | | |
|---|---|---|
| એક | ૧ | યુનિટસ. |
| દશ | ૧૦ | ટેન્સ. |
| સો | ૧૦૦ | હંડ્રેડસ. |
| હજાર | ૧૦૦૦ | થાઉઝન્ડસ. |
| દશ હજાર | ૧૦૦૦૦ | ટેન્સ ઓફ થાઉઝન્ડસ. |
| લાખ | ૧૦૦૦૦૦ | હંડ્રેડસ ઓફ થાઉઝન્ડસ. |
| દશ લાખ | ૧૦૦૦૦૦૦ | મિલિઅન્સ. |
| કરોડ | ૧૦૦૦૦૦૦૦ | તેન્સ ઓફ મિલિઅન્સ. |
| દશ કરોડ | ૧૦૦૦૦૦૦૦૦ | હંડ્રેડસ ઓફ મિલિઅન્સ. |
| અબજ | ૧૦૦૦૦૦૦૦૦૦ | થાઉઝન્ડસ ઓફ મિલિઅન્સ. |

ખર્વ; નિખર્વ; મહાપદ્મ; શંકુ; જલધી; અંત્ય; મધ્ય; પરાર્ધ.

---

## મનોયત્ન ૧.

નીચલી સંખ્યા લખો:—

છસેં ત્રણ; નવસેં ચોપન; છ હજાર પંચોતેર; ચાર હજાર ત્રણસેં બે; પંચોતેર હજાર નવ; ત્રણ લાખ છ હજાર ચારસેં સાત; બાવીશ લાખ આડત્રીસ હજાર બસેં પાંચ; સાત લાખ ચોવીશ હજાર એક; ત્રણ કરોડ પાંચ લાખ ત્રીશ હજાર આઠ; એક કરોડ પચાસ લાખ ચાર હજાર અગીઆર; આડત્રીસ કરોડ ચાર લાખ બસેં બે; પાંચ અબજ પચાસ કરોડ બાવીશ લાખ આઠ હજાર ત્રણ; ત્રણ લાખ નેવું હજાર એકવીશ; સાત લાખ પચાસ; બાવીશ કરોડ છ લાખ ત્રણ હજાર; પચાસ કરોડ પચાસ; સાત કરોડ આડત્રીસ હજાર ત્રણ; પાંત્રીસ અબજ છોંતેર લાખ સિત્યાશી હજાર એકાશી.

## મનોયત્ન ૨.

નીચલી સંખ્યા વાંચો :—

| | | |
|---|---|---|
| ૧. ૮૦૫. | ૬. ૭૦૦૦૯. | ૧૧. ૭૮૦૯૪૦૩. |
| ૨. ૯૧૦. | ૭. ૯૦૫૦૪. | ૧૨. ૫૦૪૬૭૮૫. |
| ૩. ૧૦૧૦. | ૮. ૧૦૦૩૫. | ૧૩. ૬૦૮૦૫૯૦૪. |
| ૪. ૧૦૫૪. | ૯. ૨૦૩૫૦૪. | ૧૪. ૭૮૯૦૦૦૩૪. |
| ૫. ૧૬૦૫. | ૧૦. ૯૮૭૦૩૫. | ૧૫. ૮૫૦૧૦૦૩૦. |

—o—

## અંકગણિતમાં વપરાતી નિશાણી.

| | | |
|---|---|---|
| સરવાળાની નિશાણી.............. | + | (વત્તા) |
| બાદબાકીની ,, .............. | − | (ઓછા) |
| ગુણાકારની ,, .............. | × | (ના) |
| ભાગાકારની ,, .............. | ÷ | |
| બરોબરની ,, .............. | = | |
| કૌસ........................ | ( ) | |

—o—

## સરવાળો.

બે અથવા વધારે સંખ્યાને સાથે મેળવ્યાથી જે નવી સંખ્યા ઉત્પન્ન થાય તેને સરવાળો કહેછે.

સરવાળો કરવા માટે આપેલી સંખ્યાને એક નીચે એક એવી રીતે માંડવી કે એકમની નીચે એકમ, દશકની નીચે દશક, એમ એકજ

જાતના અંકો ઉભી હારમાં આવે. બધી રકમ માંડયા પછી નીચે એક આડી લીટી દોરવી; પછી જમણી બાજુથી બધી એકમવાળી રકમોનો સરવાળો કરવો અને તેમાંથી દશક નિકળે તે વદ્દિના જાણી બાકી એકમ જે રહ્યો હોય તે એકમ નીચે મુકી વદ્દિ જે આવી હોય તેને દશક ગણી દશકની સંખ્યા સાથે તેનો ઉમેરો કરવો, જે આવે તેમાંથી દશક દશકની નીચે મુકવા ને બાકી જે રહે તેની સોની વદ્દિ ગણી સોની રકમ સાથે તેનો સરવાળો લેવો, એ પ્રમાણે આગળ કર્યા જવું.

દા. ૪૩૪૧, ૩૪૭, ૩૨ નો સરવાળો કરો.

૪૩૪૧ પહેલાં આપેલી રકમને નીચે પ્રમાણે ગોઠવવી. આમાં
૩૪૭ પહેલાં બધા એકમના અંકોનો આ પ્રમાણે સરવાળો
૩૨ કરવો કે ૨ ને ૭ તે ૯, અને ૯ ને ૧ તે ૧૦; પછી ૧૦
—— જે એકમનો સરવાળો આવ્યો તેમાં ૦ (શૂન્ય) એકમ
૪૭૨૦ છે તે જવાબમાં એકમની જગાએ મુકવું અને ૧
દશકના અંકમાં વદ્દિ તરીકે લઈને બધા દશકના અંકનો સરવાળો કરવો કે ૧ (વદ્દિનો) ને ૩ તે ૪, અને ૪ ને ૪ તે ૮, અને ૮ ને ૪ તે ૧૨; પછી દશકનો સરવાળો જે ૧૨ આવ્યો તેમાંથી ૨ જવાબમાં દશકની જગાએ મુકવા અને ૧ વદ્દિ લઈને શતક (સો) ના અંકનો સરવાળો લેવો, અને એ પ્રમાણે આગળ કર્યા જવું.

## મનોયત્ન ૩.

| | | | |
|---|---|---|---|
| ૧. ૧૨૩૪ | ૨. ૯૭૫૩૧ | ૩. ૧૨૪૮૧૬ | ૪. ૧૯૭૩૦૦ |
| ૫૬૭૮ | ૮૬૪૨૦ | ૩૭૯૧૧૩ | ૨૦૧૭૯૯ |
| ૯૧૨૩ | ૧૨૩૪૫ | ૨૪૬૮૧૦ | ૯૯૬૭૮ |
| ૪૫૬૭ | ૨૪૬૮૦ | ૩૫૭૯૦૧ | ૩૨૫૭૭૪ |
| —— | —— | —— | —— |

| | | | |
|---|---|---|---|
| ૫. ૧૦૩૭૬૭૮૬ | ૬. ૫૭૮૪૨૦૧ | ૭. ૭૮૯૧૪૬૮ | ૮. ૮૭૪૫૬૭૮ |
| ૨૭૮૯૬૩૨ | ૭૪૯૮૩૨ | ૭૧૪૮૭૬ | ૩૮૫૪૯૫૩ |
| ૫૭૩૫૮૯ | ૧૪૩૭૮૫૩૯ | ૮૯૪૧૯૬૭૫ | ૬૭૮૮૪૯૫ |
| ૧૬૨૭૩ | ૫૮૯ | ૭૧૪૧૬૩૭ | ૮૭૪૯૬૩૮ |
| ૪૩૧૮ | ૭૮૯૬૩૨ | ૯૩૭૪૮૬૫૭ | ૪૮૧૯૬૩૫ |
| ૨૪૬ | ૧૦૩૭૬૭૮૬ | ૮૧૫૬૨૧ | ૫૯૧૬૩૮૭ |
| | | ૫૮૫૯૭૪૭૮ | ૬૩૭૮૯૬૪ |

૯. ચાર હજાર છ, છસેં પચાસ, સાડત્રીસ હજાર ચોવીસ, સાત લાખ ત્રીશ, પચીશ લાખ આઠ હજાર ત્રણ.

૧૦. આડત્રીશ કરોડ ચાર લાખ બસેં બે, સાત લાખ ચોવીસ હજાર એક, પચાશ હજાર પાંચસેં દશ, એક હજાર છસેં ત્રણ, આઠસેં પંદર.

૧૧. છેતાલીશ હજાર સાતસેં ત્રીશ, ચારસેં સિત્તેર, બે લાખ ચોરાશું હજાર પચાશ, પચાશ લાખ દશ હજાર બે.

૧૨. બત્રીશ લાખ સત્તોતેર હજાર પાંચસે ત્રણ, છ અબજ નેવું લાખ પંચોતેર હજાર ચાળીશ, નવ લાખ દશ હજાર પાંત્રીશ, ચાર હજાર એકસો ચોરાણું, ચાળીશ હજાર પાંચસેં ચોપન.

—o—

## બાદબાકી.

એક મોટી સંખ્યામાંથી બીજી નાની સંખ્યા ઓછી કરતાં બાકી શું રહેછે તે શોધી કાઢવાની રીતને બાદબાકી કહેછે.

**બાદબાકી કરવાની રીતઃ**—નાહાની સંખ્યાને મોટી સંખ્યાની નીચે સરવાળાની માફક એવી રીતે મુકવી કે જેથી કરીને એકમ નીચે એકમ, દશક નીચે દશક, એ પ્રમાણે આવે; ત્યારપછી મોટી રકમના એકમમાંથી નાહાની રકમનો એકમ બાદ કરવો, બાકી રહે તે આંકડાને એકમ નીચે મુકવો અને એજ પ્રમાણે બધી રકમોનું કર્યા જવું. પણ જો નાહાની રકમનો એકમ અથવા કોઇ બીજો અંક મોટી રકમના એકમ અથવા કોઇ બીજા અંક કરતાં મોટો હોય તો મોટી રકમના નાહાના અંકમાં ૧૦ ઉમેરવા અને પછી નાહાની સંખ્યાનો અંક બાદ કરવો અને તે અંકની એક વદિ નાહાની રકમના પાસેના અંકમાં ઉમેરવી, એ પ્રમાણે આગળ કર્યા જવું.

**૬૧.** ૮૧૨૯ માંથી ૫૪૨૩ બાદ કરો.

૮૧૨૯ નાહાની રકમને મોટી નીચે ગોઠવવી, એમાં ૯ એકમમાંથી
૫૪૨૩ ૩ એકમ બાદ કરતાં ૬ એકમ રહ્યા તે જવાબમાં
૨૭૦૬ એકમની જગાએ મુકવા, પછી દશકના ૨ માંથી ૨ દશક બાદ કરતાં ૦ (શુન્ય) દશક રહ્યું તે જવાબમાં દશકની જગાએ મુકવું. હવે મોટી રકમના સોના અંકમાંથી નાહાની રકમનો સોનો અંક બાદ થઇ શકતો નથી માટે મોટી રકમનો નાહાનો અંક જે ૧ છે તેમાં ૧૦ ઉમેરવા અને પછી નાહાની રકમનો સોનો અંક જે ૪ છે તે ૧૦ ને ૧ તે ૧૧ માંથી બાદ કરીએ તો ૭ સોના અંકના જવાબમાં આવેછે, પછી માથે ૧૦ ચંઢાવ્યા માટે નાહાની રકમના હજારના અંકમાં એક વદિ ઉમેરી ૫ ને ૧ તે ૬ કરી મોટી રકમના ૮ હજારમાંથી બાદ કરીએ તો ૨ આવે તે જવાબમાં મુકવા એટલે **૨૭૦૬ જવાબ આવ્યો.**

## મનોયત્ન ૪.

| | | | |
|---|---|---|---|
| ૧. ૨૮૩૧૧૨ | ૨. ૨૧૬૮૫ | ૩. ૧૭૦૪૬૨ | ૪. ૨૦૦૦૦૧ |
| ૧૯૦૪૭૬ | ૯૧૨૫ | ૩૯૨૮૭ | ૭૮૩૧૯ |

| | |
|---|---|
| ૫. ૫૬૩૬૮ | ૬. ૨૧૭૦૩ |
| ૧૩૯૭૧ | ૧૬૯૨૮ |

૭. (૨૭૪ + ૩૮૧)—(૧૦૯ + ૭૨).

૮. ૮૧+૩૯+૪૧—૧૨૮.

૯. ૪૦૭૮—(૬૯૨ + ૩૨૫૭).

૧૦. (૧૪૦૮+૫૬૨૩+૩૦૮)—(૬૭૯૨—૫૪૩૧+૪૦૯.)

૧૧. છ લાખ ત્રીશ હજાર ચારસેં પાંચમાંથી ચોરાણું હજાર પાંચસેં ત્રણ બાદ કરો.

૧૨. ચાર લાખ અઢાર હજારમાંથી ચોપન હજાર ચારસેં બે બાદ કરો.

૧૩. પાંત્રીશ કરોડ પંચાસી લાખ પંચોતેર હજાર પાંચમાંથી છેતાલીશ લાખ પચાસ હજાર ત્રણસેં નવ બાદ કરો.

—o—

## ગુણાકાર.

**ગુણાકાર** એટલે ચોકસ રકમને ચોકસ વખત લઈ તેનો સરવાળો કરવો. ગુણાકાર એ સરવાળાની ટુંકી રીત છે; જેમકે,

૬×૯=૫૪; ૬+૬+૬+૬+૬+૬+૬+૬+૬=૫૪; ૯×૬=૫૪. ૯+૯+૯+૯+૯+૯=૫૪.

જે સંખ્યાને ગુણવી હોય તેને "ગુણ્ય" કહેછે; જે સંખ્યાવડે ગુણવાના હોય તેને "ગુણક" કહેછે— અને ગુણ્યને ગુણકવડે ગુણવાથી જે રકમ આવે તેને ગુણાકાર કહેછે.

૬×૯=૫૪ એમાં ૬ ગુણ્ય છે, ૯ ગુણક છે, અને ૫૪ ગુણાકાર કેહેવાયછે.

કોઈપી રકમને "શૂન્ય"=૦ એ ગુણવાથી શૂન્યજ રહેછે. અને કોઈબી રકમમાં શૂન્ય ઉમેરવાથી તેજ રકમ આવેછે.

**રીત:**—ગુણકને ગુણ્ય નીચે એવી રીતે મુકવા કે જેથી કરીને એકમ નીચે એકમ, દશક નીચે દશક એ પ્રમાણે આવે; ત્યાર પછી ગુણકના એકમથી ગુણ્યને ગુણી ગુણાકાર લીટી નીચે માંડવો અને જે વદ્દિ આવે તે પાસેના અંકને ગુણીને તેમાં ઉમેરવી. એજ રીત એકમના ગુણાકારનો છેલો અંક કાપીને ગુણકના દશકનો અને ગુણ્યનો ગુણાકાર મુકવો અને એ પ્રમાણે આગળ કરવું; પછી ગુણકના આપેલા બધા અંકોના ગુણાકાર જેમ મુક્યા હોય તેમ રાખી સરવાળો લેવો એટલે જવાબ આવશે.

દા. ૧. ૩૦૫૨ને ૧૨એ ગુણો.

૩૦૫૨ એમાં બાર દુ ચોવીશ એકમ થયા તેમાંથી ૨ દશક
૧૨ વધ્યા ગણી ૪ જવાબમાં એકમની જગાએ મુકવા.
૩૬૬૨૪ પછી બાર પંચાં સાઠ દશક અને બે દશક વધ્યા છે

તે મળી બાસઠ દશક થયા તેમાંથી ૬ શતક કાઢી ૨ જવાબમાં દશકના મુકવા પછી ૦ શતકને ૧૨એ ગુણવાથી ૦ આવ્યું તેમાં ૬ શતકના

વધેલા ઉમેરવાથી ૬ શતક આવ્યા તે જવાબમાં લખીને બાર તરી છત્રીશ હજાર આવ્યા તે લખ્યા એટલે ૩૬૬૨૪ જવાબ આવ્યો.

દા. ૨. ૪૫૬ આમાં ગુણ્યના દરેક અંકને પેહેલાં ગુણકના ૩ એકમે
૧૨૩ ગુણ્યા તો ૧૩૬૮ આવ્યા, પછી ૨ દશકે ગુણ્યા
૧૩૬૮ તો ૯૧૨ આવ્યા તે ૧૩૬૮ માંથી ૮ કાપીને ૬
૯૧૨ દશકની નીચે મુક્યા. તેમજ ૧ શતકે ગુણતાં
૪૫૬ ૪૫૬ આવ્યા તે દશકના અંકના ગુણાકાર ૯૧૨
૫૬૦૮૮ માંથી ૨ કાપી ૧ની નીચે મુકયા પછી બધાનો સરવાળો લીધો એટલે ૫૬૦૮૮ જવાબ આવ્યો.

## મનોરંજન ૫.

૧. ૫૭૨૯૬×૨૭ ૨. ૮૪૨૯૩×૮૮ ૩. ૭૬૨૯૩૦૨×૭૬
૪. ૮૫૬૩૯×૫૯૮ ૫. ૭૯૮૦૨×૪૦૦૭ ૬. ૯૮૦૭૪૦×૩૪૦૬
૭. ૭૪૨૩૪૯×૯૪૭ ૮. ૯૮૪૨૦૩૬×૫૦૦૯ ૯. ૪૨૭૯૬૦×૫૮૯૨૭૮
૧૦. ૨૩૧૪૯૮૭×૭૫×૨૪૬ ૧૧. ૫૦૭૯૯૮૨×૩૦×૧૦૫×૧૨૩૬
૧૨. ૯૮૬૭૪૩૨૧×૬૨૫×૨૩૪

---

## અવયવ.

બે અથવા વધારે રકમોને એકેક સાથે ગુણવાથી એક નવી રકમ ઉત્પન્ન થાયછે. એ નવી રકમની પેલી રકમો અવયવ કહેવાયછે; જેમ

૩×૩×૨×૪×૩=૨૧૬ એમાં ૨૧૬ ના અવયવ ૩, ૩, ૨, ૪, ૩ છે.

## મનોપટન ૬.

નીચલી રકમોના મૂળ અવયવ કહાડો:—

(૧.) ૧૬. (૨.) ૧૨. (૩.) ૨૨. (૪.) ૨૫. (૫.) ૩૬. (૬.) ૫૮. (૭.) ૬૪. (૮.) ૭૫; ૮૮; ૧૦૦. (૯.) ૧૦૮; [illegible]; ૧૯૮. (૧૦.) ૭૨૦; ૭૬૦; ૮૧૦. (૧૧.) ૯૩૫; ૯૯૯. (૧૨.) [illegible], ૧૦૦૦.

———o———

## ભાગાકાર.

એક આપેલી સંખ્યામાં બીજી આપેલી સંખ્યા કેટલી વખત આવેલીછે, તેમજ એક આપેલી સંખ્યામાંથી બીજી આપેલી સંખ્યા જેવડા કેટલા ભાગ થઈ શકે તે શોધી કાઢવાની રીતને ભાગાકાર કહેછે.

૩૧ ÷ ૧૫ એનો અર્થ એવો થાયછે કે પંદર એકત્રીસમાં કેટલી વખત આવેલાછે. તેનો જવાબ, ૨ વખત અને બાકી એક વધેછે.

જે રકમને ભાગવાની હોય તેને 'ભાજ્ય' કહેછે; જે સંખ્યાવડે ભાગવાના હોય તેને 'ભાજક' કહેછે; અને ભાજ્યને ભાજકે ભાંગતાં જે બાકી વધે તેને 'શેષ' કહેછે. ૩૧ ÷ ૧૫=૨$\frac{૧}{૧૫}$; એમાં ૩૧ ભાજ્ય છે, ૧૫ ભાજક છે, બે ભાગાકાર છે, અને ૧ શેષ છે.

રીત:—ભાજ્યની ડાબી બાજુ એક ઓળાયો કાઢી ભાજક લખવો અને જમની તરફ બીજો ઓળાયો કાઢી તેમાં ભાગાકારના અંક મુકવા. પછી ભાજક બાદ જાય એટલા ભાજ્યના ડાબી તરફથી અંક લેવા. તે અંકમાંથી ભાજક જેટલી વાર બાદ જતો હોય તે અંક

ભાગાકારમાં લખવો અને તે અંકનો ને ભાજકનો ગુણાકાર કરી ભાજ્યના જેટલા અંક લીધા હોય તેમાંથી બાદ કરવો. બાકી જે વધે તેમાં ભાજ્યમાંથી એક આગળનો અંક લેવો અને તેને નવો ભાજ્ય ગણી તેમાંથી ભાજક જેટલીવાર બાદ જાય તે અંક ભાગાકારમાં બીજે મુકવો, અને એ બીજા અંકનો ને ભાજકનો ગુણાકાર કરી નવા ભાજ્યમાંથી બાદ કરવો. જો નવો ભાજ્ય ભાજક કરતાં ઓછો હોય તો ભાગાકારમાં ૦ મુકવું અને શેષ ઉપર ભાજકમાંથી એક અક લેવો, એ પ્રમાણે કર્યા જવું.

૬૧. ૭૯૬ ને ૪ એ ભાગો.

```
૪) ૭૯૬ (૧૯૯
   ૪
  ----
   ૩૯
   ૩૬
  ----
    ૩૬
    ૩૬
  ----
    ૦૦
```

આમાં ભાજ્યના ૭ને ૪એ ભાગતાં ૧ આવ્યો તે ભાગાકારમાં મુકી ૪ ને ૧નો ગુણાકાર કીધો તો ૪ આવ્યા, તે ૭માંથી બાદ કીધા તો ૩ બાકી રહ્યા, તે ઉપર ૯ લીધા તો ૩૯ આવ્યા, ૩૯ને ૪એ ભાગતાં ૯ આવ્યા તે જવાબમાં લખી ૯નો ને ૪નો ગુણાકાર કરી તે નવા ભાજ્ય ૩૯માંથી બાદ કીધો તો ૩ બાકી વધ્યા. તેપર ભાજ્યમાંથી ૬ લીધો તો ૩૬ થયા ને તેને ૪એ ભાગતાં ૯ આવ્યા તે ભાગાકારમાં લખ્યા, પછી ૯ ને ૪ના ગુણાકાર ૩૬ માંથી બાદ કરીએ તો ૦ રહ્યું માટે ૧૯૯ ભાગાકાર થયો.

## મનોયત્ન ૭.

૧. ૩૨૪÷૨; ૮૬૦૯૬÷૪; ૯૧૨૨૧÷૩; ૫૪૯૮૭૦÷૫

૨. ૧૨૨૪૩૬૪૮÷૬; ૭૧૪૨૧૨૮÷૭; ૭૨૬૪૫૬÷૮

૩. ૯૯૭૭૬૮૮૦÷૧૧; ૪૫૬÷૧૯; ૩૯૯૬÷૩૭
૪. ૧૯૨૪૯૪૭૦÷૩૮૨; ૨૨૪૦૦૯૪૩૩÷૪૮૯
૫. ૪૦૧૨૦૩૬૦÷૪૦૦; ૧૨૩૪૫૬૭૮૯૦÷૫૨
૬. ૨૮૮૦૩૬૭÷૧૩૦૯; ૧૦૭૮૧૦૫૨૬÷૬૧૪૨
૭. ૪૦૭૬૩૬૧÷૨૦૧૯; ૧૫૨૮૪૭૬૨૦÷૫૦૬
૮. ૮૩૭૭૪૧૩૫૬૧૫૨૪૫૯÷૯૯૮૮૯
૯. ૨૬૧૪૪૪૧૦૯૧૮૦÷૮૭૨૩૬૬૪
૧૦. (૧૦૦૦૦−૭૧૩)÷(૯૪−૭૩); (૯૯૯+૧૧૧)÷(૪૧૧+૮૯)
૧૧. (૫૦૮૬+૧૧૯)÷(૩૧૨−૧૧૯); (૫૦૫×૧૦૬)÷(૧૧૩−૩૩)

---

## પરચુરણ દાખલા.

### મનોયત્ન ૮.

૧. ૭ મહિનામાં ૩૨૬૮૨૪૧૫ માણસોએ મુંબઈ અને મદ્રાસમાં આગગાડીમાં મુસાફરી કીધી, ૩૯૦૫૭૨૪ માણસોએ બંગાલમાં મુસાફરી કીધી, અને ૨૬૬૧૪૬૬ માણસોએ ગુજરાતમાં કીધી, ત્યારે મુસાફરોની એકંદર સંખ્યા શું થઈ?

૨. એક ચુંટણીની વખતે બે ઉમેદવારો હતા; એકની તરફ ૪૧૭ મત પડયાં પણ તે ૧૨૪ વધુ મતથી હાર્યો ગયો; ત્યારે બન્ને મળીને કેટલાં માણસોએ મત આપ્યાં?

૩. એક લશ્કરમાં ૨૭૫૬૩ પાયદળ છે, ૯૪૬૨ ઘોડેસ્વાર છે; પછવાડેથી તેમાં ૧૩૨૬૨ પાયદળ, ૭૨૮૩ ઘોડેસ્વાર અને ૪૧૦૬ ઈજનેર ઉમેરવામાં આવ્યા; ત્યારે માણસોની બધી સંખ્યા કેટલી?

૪. જો એક શખ્સ ૧૮૫૨ માં જનમ્યો હોય તો તેની ઉમર ૪૯ વરસની કયાં વરસમાં થશે?

૫. ૧૮૫૨ ના વરસમાં અમેરિકામાંથી ૫૩૨૭૦૬૬ હંડ્રેડવેટ, યુરોપમાંથી ૧૭૨૬૭૦ હંડ્રેડવેટ, આફ્રિકામાંથી ૧૩૧૩૯૨ હંડ્રેડવેટ, હિંદુસ્તાનમાંથી ૧૦૯૪૮૮૮ હંડ્રેડવેટ, અને બીજા ભાગોમાંથી ૩૬૨૭૮ હંડ્રેડવેટ રૂ બાહારગામ મોકલવામાં આવ્યો, ત્યારે બધો મળીને કેટલો થયો?

૬. એક માળી પાસે ૨૧૫ નારંગી છે, બીજા પાસે પેહેલા કરતાં ૩૭ વધારે, ત્રીજા પાસે પેહેલા અને બીજા કરતાં ૨૧ વધારે છે; તો બધી મળીને નારંગી કેટલી થઈ?

૭. ૧૮૫૫ ના હુનાળામાં વિલાયતમાં ૮૭૬૪૬ મરણ થયાં હતાં અને ૧૮૫૭ માં એજ વખતે ૧૨૯૪૪ મરણો પેહેલાં કરતાં વધારે થયાં, તો ૧૮૫૭ માં કેટલાં મરણ નીપજ્યાં?

૮. બે સંખ્યા છે જેમાંની ઓછી ૫૧૪ છે અને બીજી સંખ્યા પેહેલી કરતાં ૨૬૮ વધારે છે ત્યારે બધી સંખ્યા કેટલી?

૯. સિકંદરે ઈ૦ સ૦ પુર્વે ૩૨૭ માં હિંદુસ્તાન ઉપર ચઢાઈ કીધી તેને ૧૮૮૯ માં કેટલાં વરસ થવાં?

૧૦. ડયુક ઑવ વેલિંગટન ૧૭૬૯ માં જનમ્યો હતો, અને ૧૮૫૨ માં મરી ગયો, ત્યારે તેની ઉમર કેટલી? અને જો તે ૧૮૮૯ સુધી જીવતે તો તેની ઉમર કેટલાં વર્ષની થતે?

૧૧. બે સંખ્યા છે જેમાંની ઓછી ૬૮૨ છે અને તે સંખ્યાનો સરવાળો ૧૫૦૦ છે ત્યારે બીજી સંખ્યા કેટલી? અને બેઉમાં તફાવત કેટલો?

૧૨. મિલતન ૧૬૦૮ માં જનમ્યો અને ૧૬૭૪ માં મરણ પામ્યો ત્યારે તે કેટલો વખત જીવ્યો?

૧૩. બેનોકબર્નની લડાઈ ૧૩૧૪ માં થઈ અને વોતરલુની ૧૮૧૫ માં થઈ તો કેટલા વરસ પછી વોતરલુની લડાઈ થઈ; અને ૧૮૮૯ માં વોતરલુની લડાઇને કેટલાં વરસ થયાં?

૧૪. એક ચુંટણીની વખતે ૫૩૮૪ મતો ફત્તેમંદ ઉમેદવાર તરફ પડયાં તેના હરીફની તરફેણમાં ૪૭૯૬ પડયાં; તો તે કેટલાં મતથી હાર્યો ગયો?

૧૫. એક ચુંટણીની વખતે ૭૯૩૬ મતો પડયાં, જે શખ્સ હાર્યો ગયો તેનાં ૩૪૨૮ મત હતાં, તો ફત્તેમંદ ઉમેદવારનાં કે-ટલાં? અને તેની તરફેણમાં કેટલાં વધારે મત પડયાં?

૧૬. એક ચુંટણાની વખતે એક ઉમેદવારનાં ૧૧૧૭ મતો પડયા બીજા ઉમેદવારનાં ૪૧૬ પડયાં, ત્યારે બધાં મળીને કેટલાં મત પડયાં તે કહો. ફત્તેમંદ ઉમેદવાર કેટલાં વધુ મતથી જીત્યો અને બીજો ઉમેદવાર કેટલાં મતથી હાર્યો?

૧૭. એક ચોપડીમાં ૫૯ પાનાં છે, દરેક પાનામાં ત્રણ હાર છે અને દરેક હારમાં ૪૮ બોલ છે; ત્યારે બધા મળીને બોલ કેટલા?

૧૮. ૪૭ અને ૬૫ બે સંખ્યા છે, તો તેઓના સરવાળા અને ગુણા-કાર વચ્ચે શું તફાવત?

૧૯. એક સરકારી ખાતામાં ૫૩ કારકુન છે ને વરસ દહાડે દરેકનો પગાર ૧૫૩ રૂપીઆ છે તો બધાનો એક વરસનો પગાર શું થશે?

૨૦. ૧૬ રીજમીત છે અને દરેકમાં ૭ ટુંકડી છે અને દરેક ટુંક-ડીમાં ૮૫ માણુસ છે, ત્યારે બધાં મળીને માણુસ કેટલાં!

૨૧. જો દર કલાકના ૩૪ માઈલના હિસાબે હું ૧૪ કલાક મુસાફરી કરૂં અને બીજે દહાડે કલાકના ૪ માઈલના હિસાબે ૭ કલાક પગે ચાલું તો મેં કેટલા માઈલ મુસાફરી કીધી?

૨૨. જો હું ૧૮ ઘોડા ખરીદ કરૂં અને દરેકના ૨૫ રૂપીઆ આપું અને તેઓમાંના ૧૧ ઘોડા ૩૨ રૂપીએ વેચું અને બાકીના દ-રેકને ૩૭ રૂપીએ વેચું તો મને નફો શું મળશે?

૨૩. (૫૦૮૨+૧૭૬)×(૩૨+૫૧). ૨૪. (૧૩૬૨−૭૧)×(૮૧−૧૯).

૨૫. જો એક માણુસની નાડી ૧ મિનીતમાં ૬૮ વખત ધબકે છે તો એક કલાકમાં એવા કેટલા ધબકારા થશે?

૨૬. ૧૦૦૦૦ માંથી હું ૫૯ કેટલી વખત બાદ કરી શકીશ?

૨૭. એક માણુસ એક કામ ૭૨ દહાડામાં કરે તો ત્રણ માણસો તેજ કામ કેટલા દહાડામાં કરશે, ૪ માણસો કેટલા દહાડામાં કરશે, ૮ અને ૧૨ માણસો કેટલા દહાડામાં કરશે?

૨૮. ૧૫૦ રૂપીઆ ૧૦ માણસો વચ્ચે સરખી રીતે વહેંચવાના છે તો દરેકને શું આપવામાં આવશે?

૨૯. ૫૫૧૭ માંથી ૩૨૭ કેટલી વખત બાદ થશે!

૩૦. એવી કઈ સંખ્યા છે જેને જો ૭૩એ બાંજશું તો ૧૫૨૨૦૭ આવશે?

૩૧. એક એવી સંખ્યા શોધી કહાડો જેને ૬૨૫૫૩ ગુણીએ તો ૬૩૦૫૪ આવે.

૩૨. એક એવી સંખ્યા શોધો જેને ૮૮એ ભાંજે તો ૫૭૨૯૬ આવે.

૩૩. (૨૦૬૭+૮૧૮+૫૧૯) × (૩૨૭+૪૧-૬૮)

૨૧૧+૭૧-૫૬-૧૦૮

૩૪. છ લાખ ત્રણસેં બાવીશ + બાર હજાર બસેં પંદર + અઢાર લાખ પાંચ હજાર ત્રણ + પાંચ હજાર નવ + સાત લાખ અગીઆર હજાર આડત્રીસ.

૩૫. પચાસ કરોડ આઠ લાખ ત્રણ હજાર અઠયાશી + નવ લાખ પાસેઠ હજાર સિત્તેર + ચોપન લાખ પંચોતેર હજાર સાતસેં પ-ચાસ + આડત્રીસ કરોડ પંચાસી લાખ ચારસેં નેવું.

૩૬. એક નિશાળમાં દશ વર્ષની ઉમરનાં ૧૫૫ છોકરાં છે, ૧૨ વર્ષનાં ૯૭ છોકરાં છે, અને પંદર વર્ષની ઉમરનાં ૪૦ છોકરાં છે, બાકીનાં ૬ છોકરાં ૧૮ વર્ષની ઉમરનાં છે, ત્યારે બધાં છો-કરાંઓની સરાસરી ઉમર કેટલી?

૩૭. હું બજારમાં ૫૬૨૫ રૂપીઆ લઈને ગયો ત્યાંથી ૪૦ રૂપીઆને હિસાબે ૩૭ ગાય ખરીદી, ૮૧ રૂપીઆને હિસાબે ૯ ભેંસ લીધી, અને બાકી જે રૂપીઆ વધ્યા તેના મેં ૫૬ રૂપીએ એકેકને હિ-સાબે ઘોડા ખરીદયા, ત્યારે મેં કેટલા ઘોડા વેચાતા લીધા?

૩૮. એક માણસ પાસે દર સો રૂપીઆની ૧૦૦૦ નોટો છે; દર ૫૦ ની ૫૦૦ છે, દર ૨૦ ની ૬૦૦૦ છે અને દશ દશની ૯૦૦૦ છે. એ બધા રૂપીઆ તેણે તેનાં છ છોકરાંઓ વચ્ચે વહેંચી આપ્યા, ત્યારે દરેકને ભાગે કેટલા આવ્યા?

૩૯. ક, ખ, ને ગની વચ્ચે ૧૦૦૦ રૂપીઆ એવી રીતે વેહેંચી આપો કે ક ને ગ કરતાં ૧૬૦ વત્તા મળે અને ગ ને ખ કરતાં ૧૦૫ વત્તા મળે.

૪૦. જો એક મુસાફર કલાકના ૭ માઇલિ પ્રમાણે ચાલે અને દહાડાના આઠ કલાક ચાલે તો ૫૦૦ માઇલિની મુસાફરી કરતાં કેટલો વખત લાગશે?

૪૧. એક કડીઓ ૧ દહાડામાં ૨૦૦૦ ઈંતરડીઓ બનાવે તો ૪ માણસોને ૧૨૦૦૦૦ ઈંતરડી બનાવતાં કેટલો વખત લાગશે?

૪૨. એક ઓરડામાં ૩૦ માણસ બાટલી બનાવેછે; જો ત્રણ માણસ ૧ દહાડામાં ૫૦૦ બાતલી બનાવે તો એક દહાડામાં બધી મળી કેટલી બાટલી બનશે?

૪૩. જો એક ગાડીવાળો ૭૩ માણસો પાસેથી એકેકના ૩ રૂપીઆને હિસાબે લે, બીજા ૪૯ ના દરેક પાસથી ૪ લે અને ૫૮ માંના દરેક પાસથી ૭ લે તો બધું મળીને તેને શું મળશે?

૪૪. જો એક ગાડામાં ૫૦૦ ચોખાની ગુણ ભરાય તો ૨૪ ગાડાંમાં કેટલી ભરાશે?

૪૫. પૃથ્વીનો ઘેરાવો ૨૪૯૦૦ માઇલિનો છે તો કલાકના ૯ માઇલિ પ્રમાણે ફરતાં તેને કેટલો વખત લાગશે?

૪૬. એક નિશાળમાં ૧૨ વરસની ઉમરના ૧૦૮ છોકરા, ૧૧ વરસની ઉમરના ૪૬, ૧૦ વરસની ઉમરના ૨૯, ૮ વરસની ઉમરના ૫૬, ૭ વરસની ઉમરના ૨૩, ૬ વરસની ઉમરના ૧૪, અને

૫ વરસની ઉમરના ૧૦ છોકરા છે, ત્યારે બધા મળીને નિશાળમાં છોકરા કેટલા અને બધાની સરાસરી ઉમર શું?

૪૭. એક વર્ગમાં સોમવારે ૩૫ છોકરા હાજર થાય છે, મંગળવારે ૩૯, બુધવારે ૩૮, ગુરૂવારે ૪૨, શુક્રવારે ૨૫, અને શનીવારે ૪૧ છોકરા હાજર રહેછે, ત્યારે તે વર્ગની અથવાડીઆંની સરાસરી હાજરી શું?

૪૮. એક માણસ ૧૮૭૦ ના વર્ષમાં જનમ્યો હતો. તે વખતે તેના બાપની ઉમર ૩૫ વર્ષની હતી, અને તેની માની ઉમર ૨૭ વર્ષની હતી ત્યારે તેની મા ક્યાં વર્ષમાં જનમી હતી તે કહો.

૪૯. મેં અને ૨૯ રૂપીઆ આપ્યા, બને અ કરતાં ૧૩ વધારે, કને અ અને બ કરતાં ૨૮ વધારે અને ડને બ અને ક કરતાં ૧૭ વધારે રૂપીઆ આપ્યા. જો મેં કને જેટલા રૂપીઆ આપ્યા તેથી બમણા આપત તો મારી પાસે કાંઈ રહેત નહીં, ત્યારે મારી પાસે બધા મળીને કેટલા રૂપીઆ હોવા જોઇએ?

૫૦. એક માણસ જે દર મહિને ૩૩૪ રૂપીઆ કમાય છે તે પેહેલે મહિને ૧૯૦ અને બીજે મહિને ૨૧૦ રૂપીઆ ખરચેછે અને ત્રીજે મહિને ૧૫૦ રૂપીઆ બંચાવે છે તો તે ત્રણે મહિનામાં કેટલું બંચાવશે?

૫૧. ૪૧૩ અને ૩૯૭ એ બંનેનો ગુણાકાર એમના સરવાળા અને બાદબાકીના ગુણાકાર કરતાં કેટલો વધારે છે?

—o—

# કોષ્ટક.

## ૧. મુંબઈ ચલણી પૈસાનો કોઠો.

| | |
|---|---|
| ૩ પૈ.. ૧ પા આનો=દોઢીઉં. | ૪૮ ફદીઆં..૧ રૂપીઓ. |
| ૪ પૈ.. ૧ ફદીઉં. | ૪ પાવલી..૧ રૂપીઓ. |
| ૩ ફદીઆં.. ૧ આનો. | ૮ બેઆંની..૧ રૂપીઓ. |
| ૬ પૈ.. ૧ અર્ધો આનો. | ૧૬ આના...૧ રૂપીઓ=૧૦૦દોકડા. |
| ૧૨ પૈ.. ૧ આનો=૬ા દોકડા. | ૧૫ રૂપીઆ..૧ મોહોર. |

## ૨. ઇંગ્રેજી પૈસાનો કોઠો.

| | |
|---|---|
| ૪ ફારદીંગ.... ૧ પેની. | ૫ શિલિંગ.... ૧ ક્રાઉન. |
| ૧૨ પેન્સ...... ૧ શિલિંગ. | ૨ શિલિંગ.... ૧ ફલોરીન. |
| ૨૦ શિલિંગ.... ૧ પૌંડ. | ૪½ શિલિંગ.... ૧ દાલર. |
| ૨૧ શિલિંગ .... ૧ ગિની. | ૨૭ શિલિંગ.... ૧ માહડોર. |

## ૩. ઇંગ્રેજી અને ગામઠી પૈસા વચ્ચે સરખામણી.

| | |
|---|---|
| ૧ ફાદિંગ..૨ પૈ=૧ દોકડો. | ૧ શિલિંગ. ૮ આના=૫૦ દોકડા. |
| ૧ પેની.. ૨ ફદીઆં. | ૧ પૌંડ .. ૧૦ રૂપીઆ. |
| ૩ પેન્સ.. ૨ આના=૧૨ાદોકડા. | ૧ ગિની.. ૧૦½ રૂપીઆ. |
| ૬ પેન્સ.. ૪ આના=૨૫ દોકડા. | ૧ ક્રાઉન.. ૨½ રૂપીઆ. |

## ૪. ઇંગ્રેજી સાધારણ તોલનો કોઠો.

| | |
|---|---|
| ૧૬ ડ્રામ્. .. ૧ ઔંસ. | ૨૮ પૌન્ડ.. ૧ ક્વાર્ટર (મણ.) |
| ૧૬ આંસ .. ૧ પૌન્ડ. (રતલ.) | ૪ ક્વાર્ટર.. ૧ હંડ્રેડવેટ. |
| ૧૪ પૌન્ડ .. ૧ સ્તોન. | ૨૦ હંડ્રેડવેટ. ૧ ટન. |

## ૫. ઇંગ્રેજી સોનું રૂપું તોલવાનો કોઠો.

| | |
|---|---|
| ૨૪ ગ્રેન ........ ૧ પેનીવેટ. | ૧૨ આઁસ ...... ૧ પૌન્ડ. |
| ૨૦ પેનીવેટ ...... ૧ આઁસ. | ૧ પૌન્ડ એવોરડુપોઇસના ૭૦૦૦ ગ્રેન ટ્રોય થાયછે. |

## ૬. ઇંગ્રેજી દવા તોલવાનો કોઠો.

| | |
|---|---|
| ૨૦ ગ્રેન ......... ૧ સ્ક્રૂપલ. | ૮ ડ્રામ ...... ૧ આઁસ. |
| ૩ સ્ક્રૂપલ ...... ૧ ડ્રામ. | ૧૨ આઁસ ...... ૧ પૌન્ડ. |

## ૭. ઇંગ્રેજી લંબાઈ માપવાનો કોઠો.

| | |
|---|---|
| ૮ ઈંચ ......... ૧ હાથ. | ૫½ વાર ...... ૧ પોલ. |
| ૧૨ ઈંચ ......... ૧ ફુટ. | ૪૦ પોલ (૨૨૦ વાર) ૧ ફર્લાંગ. |
| ૩ ફીટ ......... ૧ વાર. | ૮ ફર્લાંગ (૧૭૬૦ વાર) ૧ મૈલ. |
| ૬ ફીટ ......... ૧ ફૈધમ. | ૩ મૈલ ......... ૧ લીગ. |

## ૮. લુગડાં તથા લાકડાં માપવાનો કોઠો.

| | |
|---|---|
| ૨ આંગળ ...... ૧ તસુ. | ૩૨ તસુ ......... ૧ વાર. |
| ૨૪ તસુ ......... ૧ ગજ. | |

## ૯. સોનું રૂપું તોલવાનો કોઠો.

| | |
|---|---|
| ૬ ચોખાભાર ...... ૧ રતિ. | ૪૦ વાલ (મુંબઈમાં)... ૧ તોલો. |
| ૩ રતિ ........... ૧ વાલ. | ૨૮ તોલા ......... ૧ શેર. |

### ૧૦. સાધારણ ચીજો તોલવાનો કોઠો.

| | |
|---|---|
| ૪½ ટાંક ........ ૧ અધોળ. | ૪૦ શેર ........ ૧ મણ. |
| ૨ અધોળ ...... ૧ નવટાંક. | ૨૦ મણ ........ ૧ ખાંડી. |
| ૨ નવટાંક ...... ૧ પાશેર. | ૩૨ મણ ........ ૧ બેડીઉં. |
| ૨ પાશેર ...... ૧ અચ્છેર. | ૧૬ મણ ........ ૧ કળશી. |
| ૪ પાશેર ...... ૧ શેર. | ૧૨ મણ ........ ૧ માણી. |

### ૧૧. ઇંગ્રેજી કાપડ માપવાનો કોઠો.

| | |
|---|---|
| ૨¼ ઈંચ ........ ૧ નેલ. | ૪ ક્વાર્ટર ...... ૧ વાર. |
| ૪ નેલ ...... ૧ ક્વાર્ટર. | ૫ ક્વાર્ટર .... ૧ ઈંગ્લીશ એલ. |
| (પા વાર.) | ૬ ક્વાર્ટર .... ૧ ફ્રેંચ એલ. |

### ૧૨. ઇંગ્રેજી ચોરસ માપનો કોઠો.

| | |
|---|---|
| ૧૪૪ ચોરસ ઈંચ .. ૧ ચોરસ ફુટ. | ૪૦ પોલ ...... ૧ રૂડ. |
| ૯ ચોરસ ફીટ .. ૧ ચોરસવાર. | ૪ રૂડ (૪૮૪૦ ચો૦ વાર) ૧ એકર. |
| ૩૦¼ ચોરસ વાર .. ૧ ચોરસપોલ. | ૬૪૦ એકર .... ૧ ચોરસ મૈલ. |

### ૧૩. ઇંગ્રેજી ઘન માપનો કોઠો.

| | |
|---|---|
| ૧૭૨૮ ઘન ઈંચ .... ૧ ઘન ફુટ. | ૨૭ ઘન ફીટ .... ૧ ઘન વાર. |

### ૧૪. ઇંગ્રેજી ભરતનો કોઠો.

| | |
|---|---|
| ૪ જીલ ........ ૧ પાઇન્ત. | ૪ પેક ........ ૧ બુશલ. |
| ૨ પાઇન્ત ...... ૧ ક્વાર્ટ. | ૮ બુશલ ...... ૧ ક્વાર્ટર. |
| ૪ ક્વાર્ટ ........ ૧ ગ્યાલન. | ૫ ક્વાર્ટર ...... ૧ લોડ. |
| ૨ ગ્યાલન ...... ૧ પેક. | |

## ૧૫. ચોરસ જમીન માપવાનો કોઠો.

| | | | |
|---|---|---|---|
| ૪ આંગળ | ૧ મુઠી. | ૨૦ કાઠી | ૧ વસો. |
| ૩૫ મુઠી | ૧ કાઠી. | ૨૦ વસા | ૧ વિઘું. |

## ૧૬. અનાજ ભરવાનો કોઠો.

| | | | |
|---|---|---|---|
| ૨ નવટાંક | ૧ પાશેર. | ૧૬ પાયલી | ૧ ફરો. |
| ૨ પાશેર | ૧ ટીપરી. | ૮ ફરા | ૧ ખાંડી. |
| ૨ ટીપરી | ૧ શેર. | ૨૫ ફરા | ૧ મૂડે. |
| ૪ શેર | ૧ પાયલી. | | |

## ૧૭. ઇંગ્રેજી વખતનો કોઠો.

| | | | |
|---|---|---|---|
| ૬૦ સેકન્ડ | ૧ મિનિટ. | ૪ અઠવાડીઆં | ૧ મહિનો. |
| ૬૦ મિનિટ | ૧ કલાક. | ૫૨ અઠવાડીઆં | ૧ વરસ. |
| ૨૪ કલાક | ૧ દિવસ. | ૩૬૫ દહાડા | ૧ વરસ. |
| ૭ દિવસ | ૧ અઠવાડીઊં | ૩૦ દહાડા | ૧ મહિનો. |
| ૧૫ દિવસ | ૧ પખવાડીઊં | ૧૨ મહિના | ૧ વરસ. |

## ૧૮. ચીજોની ગણત્રીનો કોઠો.

| | | | |
|---|---|---|---|
| ૧૨ નંગ | ૧ ડજન. | ૫ કુડી | ૧ સો. |
| ૧૨ ડજન | ૧ ગ્રોસ. | ૬ કુડી | ૧ પાકો સો. |
| ૨૦ નંગ | ૧ કુડી. | | |

## ૧૯. કાગળની ગણત્રીનો કોઠો.

| | | | |
|---|---|---|---|
| ૧૨ કાગળ (તાવ) | ૧ ડઝન. | ૨ રીમ | ૧ બંડલ. |
| ૨ ડઝન (૨૪ તાવ) | ૧ ક્વાયર | ૧૦ રીમ | ૧ બેલ. |
| ૨૦ ક્વાયર (ઘા) | ૧ રીમ. | ૫૦૦ કાગળના તાવ. | ૧ પાકો રીમ. |

## ૨૦. ઈંગ્રેજી મહિનાના દહાડાનો કોઠો.

| | | | |
|---|---|---|---|
| જેન્યુઆરી .. | ૩૧ | જુલાઈ .............. | ૩૧ |
| ફેબ્રુઆરી .. | ૨૮ અને દર ચોથે* [વરસે ૨૯ | આગષ્ટ .............. | ૩૧ |
| માર્ચ ...... | ૩૧ | સપ્ટેમ્બર ............ | ૩૦ |
| એપ્રીલ .... | ૩૦ | અક્ટોબર ............ | ૩૧ |
| મે ........ | ૩૧ | નવેમ્બર ............ | ૩૦ |
| જુન ...... | ૩૦ | ડીસેમ્બર ............ | ૩૧ |

## ૨૧. ઈંગ્રેજી તથા ગુજરાતી વાર.

| | |
|---|---|
| સન્ડે=રવીવાર. | થર્સડે=ગુરૂવાર. |
| મન્ડે=સોમવાર. | ફ્રાઈડે=શુક્રવાર. |
| ટ્યુસડે=મંગળવાર. | સેટરડે=સનીવાર. |
| વેડન્સડે=બુધવાર. | |

———o———

## સોઢેના સાધારણ વપરાસના દાખલાની કુંચીઓ.

૧. જેટલે રૂપીએ મણ તેથી અર્ધે આને ૧। શેર.
૨. જેટલે રૂપીએ મણ તેટલા આનાનું ૨॥ શેર.
૩. જેટલે રૂપીએ મણ તેથી દોઢ ગણે આને ૩॥। શેર.
૪. જેટલે રૂપીએ મણ તેથી બમણે આને ૫ શેર.
૫. જેટલે રૂપીએ મણ તેથી અઢીગણે આને ૬। શેર.
૬. જેટલે રૂપીએ મણ તેથી ત્રણગણે આને ૭॥ શેર.
૭. જેટલે રૂપીએ મણ તેથી સાડાત્રણગણે આને ૮॥। શેર.
૮. જેટલે રૂપીએ મણ તેથી ચારગણે આને ૧૦ શેર.

*જે વરસને ચાર ભાંજતાં કાંઈ વધે નહીં તે વરસે ફેબ્રુઆરીના ૨૯ દિવસ

૯. જેટલે રૂપીએ મણ તેથી અઢીગણે દોકડે શેર.
૧૦. જેટલે આને શેર તેટલે દોઢયે પાશેર.
૧૧. જેટલે રૂપીએ ખાંડી તેથી પાંચગણે દોકડે મણ.
૧૨. જેટલે રૂપીએ ખાંડી તેટલા આનાનું ૧। મણ.
૧૩. જેટલે રૂપીએ ખાંડી તેથી બમણા આનાનું ૨॥ મણ.
૧૪. જેટલે રૂપીએ ખાંડી તેથી ત્રણગણે આને ૩॥। મણ.
૧૫. જેટલે રૂપીએ ખાંડી તેથી ચારગણે આને ૫ મણ.
૧૬. જેટલે રૂપીએ ખાંડી તેથી પાંચગણે આને ૬। મણ.
૧૭. જેટલે રૂપીએ ખાંડી તેથી છગણે આને ૭॥ મણ.
૧૮. જેટલે રૂપીએ ખાંડી તેથી સાતગણે આને ૮॥। મણ.
૧૯. જેટલે રૂપીએ ખાંડી તેથી આઠગણે આને ૧૦ મણ.
૨૦. જેટલે રૂપીએ ખાંડી (લાકડાંની) તેથી બમણે આને ભારો.
૨૧. જેટલે રૂપીએ ડઝન (૧૨ નંગ) તેથી ચારગણે દોકડે નંગ.
૨૨. જેટલે આને ડઝન તેટલી પાઈએ નંગ.
૨૩. જેટલે રૂપીએ તોલો (૩૨ વાલનો) તેથી અર્ધે આને વાલ.
૨૪. જેટલે રૂપીએ તોલો (૪૦ વાલનો) તેથી અઢીગણે દોકડે વાલ.
૨૫. જેટલે રૂપીએ તોલો તેથી બમણી પાઈએ રતિ.
૨૬. જેટલે રૂપીએ સેંકડો તેટલે દોકડે નંગ.
૨૭. જેટલે આને સેંકડો તેટલી બદામે નંગ.
૨૮. જેટલે રૂપીએ હજાર તેટલે દોકડે ૧૦ અને તેથી દશગણે દોકડે ૧૦૦.
૨૯. જેટલે રૂપીએ ગજ તેટલા આનાનું દોઢ તસુ.
૩૦. જેટલે રૂપીએ ગજ તેથી આઠ ગણી પાઈએ અથવા બમને દોકડે તસુ.
૩૧. જેટલે આને ગજ તેથી અર્ધી પાઈએ તસુ.
૩૨. જેટલે રૂપીએ કોડી તેથી પાંચ ગણે દોકડે નંગ.
૩૩. જેટલે રૂપીએ મણ તેટલી બદામે રૂપીઆ ભાર.

ઉપલી કુંચીઓમાં ૧ થી ૮ સુધીની કુંચીઓ શેર તથા રૂપીઆ ભારને તેમજ તોલા (૪૦ વાલનો) તથા વાલને પણ લાગુ પડેછે, તેમજ ૧૧થી૧૯ સુધીની કુંચીઓ કુડો ને નંગના દાખલાને લાગુ પડેછે, અને એ સિવાય બીજી રકમના દાખલા આપ્યા હોય તેવા દાખલા કરવાની રીત નીચે આપીછે.

દા. ૧. ૨૩ રૂપીએ મણ તો ૧૧॥ શેરનું શું?

૨૩
૧૧॥
૨૫૩
૧૧॥
૪)૨૬૪॥
૬॥-૮॥ × ૨॥ =
૬॥ રૂ. ૧૧ દોકડા જવાબ.

દા. ૨. ૩૩ રૂપીએ તોલો તો ૧૭ વાલનું શું?

૩૩
૧૭
૪)૫૬૧
૧૪-૧ × ૨॥ =
૧૪ રૂ. ૨॥ દોકડા જવાબ.

ઉપલા દાખલાની રીત એ છે જે આપેલી બન્ને રકમનો ગુણાકાર કરવો, પછી જે ગુણાકાર આવે તેનો જમણા હાથપરનો છેલો એક આંકડો ઉપર બતાવ્યા પ્રમાણે કાપવો, અને બાકી જે આંકડા રેહે તેટલા પાવલા જાણી તેના રૂપીઆ કરવા અને કાપેલા આંકડાના અઢીગણા કરવાથી જે આવે તેટલા દોકડા જાણવા. જો આપેલી રકમ આનાની હોય તો જવાબમાં આના ને બદામ લેવી.

દા. ૩. ૧૮॥ રૂપીએ મણ તો ૧૬ રૂપીઆ ભારનું શું?

૧૮॥
૧૬
૨૮૮
૮
૧૬)૨૯૬ બદામ.
૧૮॥ દોકડા.
૧૮॥ દોકડા=૨ આના ૬ દો. જવાબ.

દા. ૪. પાા રૂપીએ ખાંડી તો ૧૨ મણનું શું?

```
    પાા
    ૧૨
   ----
    ૬૦
     ૯
   ----
  ૨)૬૯
   ----
  ૩–૯ × ૫ =
```

૩ રૂ. ૪૫ દોકડા = ૩ા= ૧ા જવાબ.

દા. ૫. ૧૩ા રૂપીએ કુડી તો ૧૧ નંગનું શું?

```
    ૧૩ા
    ૧૧
   -----
    ૧૪૩
     પાા
   -----
  ૨)૧૪૮ાા
   -----
  ૭–૮ાા × ૫ =
```

૭ રૂ. ૪૨ાા દો = રૂ. ૭ા=૫ જવાબ.

ઉપલી જાતના દાખલા કરવાને માટે પેહેલાં બન્ને રકમનો ગુણાકાર કરી છેડેનો આંકડો કાપવો, જે બાકી આંકડા રેહેશે તેટલા અરધા રૂપીઆ જાણવા અને કાપેલા આંકડાને પાંચે ગુણવાથી જે આવશે તે દોકડા જવાબમાં આવશે. જો રકમ આનામાં આવી હોય તો આના ને બદામ જવાબમાં લેવી.

દા. ૬. ૨૪ રૂપીઆનો મહિનો તો ૧૯ દિવસનું શું?

```
       ૨૪
       ૧૯
     -----
    ૩)૪૫૬૦
     -----
  ૧૦૦)૧૫૨૦
     -----
     ૧૫–૨૦ =
```

૧૫ રૂ. ૨૦ દો. = રૂ. ૧૫= ૧ા જવાબ.

આવા દાખલામાં બેઉ રકમનો ગુણાકાર કરી છેડે એક શુન્ય વધારવું. પછી ૩ એ ભાંજવા જે આવશે તેટલા દોકડા જાણવા. તેના રૂપીઆ કરવા.

# મનોયત્ન ૯

૫ રૂપીએ મણ તો ૧ શેરનું? જ. ૦)=
૪ રૂ. મણ તો ૨ શેરનું? જ. ૦)≡૧।
૬ રૂ. મણ તો ૩ શેરનું? જ. ૦।≡૧।
૨૭રૂ. મણ તો ૧૭॥ શેરનું?જ. ૧૧॥।–
૩૫રૂ. મણ તો ૨૧॥ શેરનું? જ.૧૮॥।–
૧૧॥ રૂ. મણ તો ૯ શેરનું? જ.૨॥–૨॥
૧૬ રૂ. મણ તો ૩૭॥ શેરનું? જ. ૧૫
૧૭ રૂ. મણ તો ૩૫ શેરનું? જ. ૧૪॥।=
૧૯ રૂ. મણ તો ૩૦ શેરનું? જ. ૧૪।
૭ આને શેર તો પાશેરનું? જ. ૦)–॥।
૧૫ આને શેર તો પાશેરનું? જ. ૦)≡॥।
૧૧ આ. શેર તો પાશેરનું? જ. ૦)=॥।
૧૩ આ. શેર તો પોણો શેરનું? જ.૦॥–॥।
૨૨॥ રૂ તોલો તો ૧ વાલનું? જ. ૦॥≡।
૭ રૂ. તોલો તો ૩ વાલનું? જ. ૦॥=॥
૧૬ રૂ. તોલો તો ૬ વાલનું? જ. ૩
૭॥ રૂ. તોલો તો ૧ રતિનું? જ. ૦)–।
૧૮ રૂ. તોલો તો ૪ રતિનું? જ. ૦॥।
૩। રૂ. તોલો તો ૭ રતિનું? જ. ૦)≡॥।૧
૧૭ રૂ. તોલો તો ૧૨॥ વાલનું? જ. ૫।–
૧૩ રૂ. તોલો તો ૭॥ વાલનું? જ.૨।≡
૩૨ રૂ. તોલો તો ૩૭॥ વાલનું? જ. ૩૦
૧૬ રૂ. તોલો તો ૧૫॥ વાલનું?જ.૬≡૧।

૧૪ રૂ. તોલો તો ૧૭॥ વાલનું? જ. ૬=
૧૮રૂ.શેર તો ૧૭॥રૂ. ભારનું?જ.૭॥=।
૧૪રૂ.શેર તો ૨૧॥ રૂ.ભારનું?જ.૭॥૨॥
૧૯ રૂ.શેર તો ૯॥ રૂ. ભારનું? જ. ૩॥–
૩૧ રૂ.શેર તો ૬। રૂ. ભારનું?જ.૪॥।–॥
૨૮ રૂ.શેર તો ૮॥। રૂ.ભારનું? જ. ૬=
૬ રૂ. ખાંડી તો ૧ ભારાનું? જ. ૦॥।
૨૫ રૂ.ખાંડી તો ૧। મણનું? જ. ૧॥–
૩૭ રૂ. ખાંડી તો ૧॥ મણનું? ૨॥૨॥
૭॥ રૂ. ખાંડી તો ૧૬ મણનું? જ. ૬
૭ રૂ. સો તો ૧ નંગનું? જ. ૦)–૦॥।
૧૨ રૂ. સો તો ૩ નંગનું?જ. ૦)૦।–૪॥।
૨૧ રૂ. સો તો ૧૫ નંગનું? જ. ૩)=૨॥
૪૫ રૂ. સો તો ૪૫ નંગનું? જ. ૨૦।
૬૭ રૂ. સો તો ૬૭ નંગનું? ૪૪॥।=૧॥।
૩૪ રૂ.સો તો ૧૭॥ નંગનું? જ. ૫॥।=૧।
૧૮ રૂ.સો તો ૩૨॥નંગનું? જ.૫॥।–૩॥
૨૫ રૂ. સો તો ૩૬॥ નંગનું? જ. ૯)=
૩ રૂ. હજાર તો સોનું? જ. ૦।૫
૧૨ રૂ.હજાર તો ત્રણસેંનું ?જ. ૩॥–૩॥।
૩ રૂ. ગજ તો ૩ તસુનું? જ. ૦।=
૧૨॥ રૂ. ગજ તો ૬ તસુનું? જ. ૩)=
૩)= ગજ તો ૫ તસુનું? જ. ૦॥=૨॥

૬। રૂ. ગજ તો ૯ તસુનું? જ. ૨।—૩
ળ॥ રૂ. ગજ તો ૨ તસુનું? જ. ૦॥=
૩૫ રૂ. ગજ તો ૦॥ તસુનું? જ. ૦।≡૪
૭ રૂ. ગજ તો ૧૦॥ તસુનું? જ. ૩)—
૯॥ રૂ. ગજ તો ૧૪ તસુનું? જ. ૫॥૪
૧૫ રૂ. ગજ તો ૧૯ તસુનું? જ. ૧૧॥=

૧૨ રૂ. ગજ તો ૧૯॥ તસુનું? જ. ૯॥।
ળ॥ આ. ગજ તો ૧૨ તસુનું? જ. ૦)≡॥।
૫ આને દજન તો ૧ નંગનું? જ. ૦)॥૧
૭ આને દજન તો ૩ નંગનું? ૦)—॥।
૧। રૂ. દજન તો ૨ નંગનું? જ. ૦≡।૦॥
૨૮ રૂ. કોડી તો ૨॥ નંગનું? જ. ૨ળ॥

૧૩॥ આને મણ તો ૧૨ શેરનું? જ. ૦।) ૧ બદામ
૯ આને મણ તો ૨૩ શેરનું? જ. ૦।—૧ દોકડો ૧॥ બદામ.
૧૧ આને મણ તો ૧૭ શેરનું? જ. ૦।)॥૧ દોકડો ૧॥ બદામ.
૧૨॥ આને મણ તો ૧૮ શેરનું? જ. ૦।—॥ ૧૨॥ બદામ.
૧૪ આને મણ તો ૧૮॥ શેરનું? જ. ૦।=। ૧ દોકડો ૬॥ બદામ.
૧૧ આને મણ તો ૧૯ શેરનું? જ. ૦।— ૧ દોકડો ૬॥ બદામ.
૧૩॥ આને મણ તો ૧૦ શેરનું? જ. ૦)≡। ૧૨॥ બદામ.
૧૭॥ આને મણ તો ૨૨ શેરનું? જ. ૦॥—॥ ૧૨॥ બદામ.
૯ આને શેર તો ૧૪ રૂ. ભારનું? જ. ૦)≡ ૧૫ બદામ.
૧૩॥ આને શેર તો ૨૮ રૂ. ભારનું? જ. ૦॥—। ૧। દોકડો.
૧૨॥ આને શેર તો ૩૨ રૂ. ભારનું? જ. ૦॥=
૧૧ આને શેર તો ૩૧ રૂ. ભારનું? જ. ૦॥)॥ ૨॥ બદામ.
૧૯ આને શેર તો ૧૩ રૂ. ભારનું? જ. ૦।= ૧ દોકડો ૧॥ બદામ.
૧૪ આને તોલો તો ૯॥ વાલનું? જ. ૦)≡। ળ॥ બદામ.
૧૦ આને તોલો તો ૨ળ॥ વાલનું? જ. ૦।=॥। ૧૨॥ બદામ.
૧૫ આને તોલો તો ૧૮ વાલનું? જ. ૦।=॥।
૨૧॥ આને તોલો તો ૨૪ વાલનું? જ. ૦॥।)॥। ૧૫ બદામ.
૧૧॥ આને તોલો તો ૧૦ વાલનું? જ. ૦)=॥। ૧૨॥ બદામ.

૫। રૂ. ખાંડી તો ૩ બારાનું? જ. ૧।।≡।।
૬।।। રૂ. ખાંડી તો ૧ બારાનું? જ. ૦।।।−।।
૨૮।। રૂ. ખાંડી તો ૧ મણનું? જ. ૧।= ૫ દોકડા.
૧૭ રૂ. ખાંડી તો ૧૩ મણનું? જ. ૧૧ રૂપીઆ ૫ દોકડા.
૧૯ રૂ. ખાંડી તો ૧૯ મણનું? જ. ૧૮ રૂપીઆ ૫ દોકડા.
૨૦।। રૂ. ખાંડી તો ૧૪ મણનું? જ. ૧૪।−૩।।।
૨૭।। રૂ. ખાંડી તો ૧૮ મણનું? જ. ૨૨ રૂપીઆ ૫ દોકડા.
૧૪ આને ખાંડી તો ૧૨।। મણનું? જ. ૦।।)।।।
૧૦ આને ખાંડી તો ૧૮।। મણનું? જ. ૦।।−।
૧૭ આને ખાંડી તો ૧૧ મણનું? જ. ૦।।−। ૧૦ બદામ.
૧૨।। આને ખાંડી તો ૬ મણનું? જ. ૦)≡।।।
૭।। આને ખાંડી તો ૧૨ મણનું? જ. ૦।)।।
૧૦ આને સો તો ૨૮।। નંગનું? જ. ૦)=।।। ૧૦ બદામ.
૧૪ આને સો તો ૯૦ નંગનું? જ. ૦।।।)।। ૧૦ બદામ.
૧૬ આને સો તો ૫૭।। નંગનું? જ. ૦।।− ૧। દોકડો.
૧૨ આને સો તો ૮૧।। નંગનું? જ. ૦।।−।।। ૩ બદામ.
૧૭ આને સો તો ૩૭ નંગનું? જ. ૦।=। ૪ બદામ.
૨૫ રૂ. હજાર તો સાડીસાતસેનું? જ. ૧૮।।।
૧૭।। રૂ. ગજ તો ૧૫ તસુનું? જ. ૧૦।।।=
૯ આને ગજ તો ૧૧ તસુનું? જ. ૪ આ. ૧।। પૈ.
૧૮ આને ગજ તો ૨૦ તસુનું? જ. ૦।।।=
૧૦।। આને ગજ તો ૧૪ તસુનું? જ. ૦।= ૧।। પૈ.
૧૬ રૂ. કોડી તો ૧૩।। નંગનું? જ. ૧૦।।। ૫ દોકડા.
૧૫ રૂ. કોડી તો ૧૭ નંગનું? જ ૧૨।।। રૂપીઆ.
૧।।= ગજ તો ૧૦ તસુનું? જ. ૦।।=।।। ૧ પૈ.

૧૮॥ રૂ. કોડી તો ૧૨ નંગનું? જ. ૧૧–૩॥ દોકડા.
૧૪॥ રૂ. કોડી તો ૭ નંગનું? જ. ૫–૧ દોકડો.
૯ આને કોડી તો ૧૭ નંગનું? જ. ॥≡॥ ૧૫ બદામ.
૧૬ આને કોડી તો ૧૨॥ નંગનું? જ. ૦॥≈
૧૭॥ આને કોડી તો ૧૭ નંગનું? જ. ૦॥≡॥ ૧૨॥ બદામ.
૧૦॥ આને કોડી તો ૧૮ નંગનું? જ. ૦॥– ૧ દોકડો.
૧૪ આને કોડી તો ૧૯॥ નંગનું? જ. ૦॥≡॥ ૫ બદામ.
૧૭ રૂ. મહિનો તો ૧૩ દિવસનું? જ. ૭–૫
૧૪॥ રૂ. મહિનો તો ૧૮ દિવસનું? જ. ૮॥≡૧
૨૧ રૂ. મહિનો તો ૧૭ દિવસનું? જ. ૧૧॥≡૨॥
૨૫॥ રૂ. મહિનો તો ૧૪ દિવસનું? જ. ૧૧॥≡૨॥
૪૦ રૂ. મહિનો તો ૧૧ દિવસનું? જ. ૧૪॥≡૩॥

——c——

## ભાંજણી.

એક નામની જાતિમાંથી તેની બરાબરની કિંમતના બીજા નામની જાતિમાં લાવવાની રીતને **ભાંજણી** કહેછે. ભાંજણી બે જાતની છે. **૧. ઉતરતી ભાંજણી** અને **૨. ચઢતી ભાંજણી.**

## ઉતરતી ભાંજણી.

ભારી જાતિમાંથી હલકી જાતિમાં લાવવાની રીતને **ઉતરતી ભાંજણી** કહેછે.

**રીતઃ—**ભારી જાતિમાંથી હલકી જાતિમાં લાવવાને માટે ઉતરતી જાતિની જે સંખ્યાથી ભારી જાતિ થાય તે સંખ્યા વડે ભારી

જાતિના આપેલા અંકને ગુણવા, એટલે જે ગુણાકાર આવશે તે તે ઉતરતી જાતિનાં રૂપમાં આવશે. પછી જો દાખલામાં કોઈ સંખ્યા તેજ ઉતરતી જાતિની આપી હોય તો તે પેલા ગુણાકારમાં ઉમેરવી. એમ માગેલી હલકી જાતિમાં જવાબ આવે ત્યાં સુધી કર્યા જવું.

દા૦ ૧૧ પૌં. ૧૭ શિ. ૬ પે. ની પેન્સ કરો.

પૌં શિ. પે.
૧૧ ૧૭ ૬
×૨૦
૨૨૦ શિ.
+૧૭ શિ.
૨૩૭ શિ.
×૧૨
૨૮૪૪ પે.
+૬ પે.
૨૮૫૦ પે. જવાબ.

એક પૌંડની ૨૦ શિલિંગ માટે પૌંડ શિલિંગ કરતાં ભારેછે તેથી ૧૧ પૌંડની શિલિંગ કરવાને ૨૦ એ ગુણીએ તો ૨૨૦ શિ. આવી તેમાં ૧૭ શિ. જે આપીછે તે ઉમેરીએ તો ૨૩૭ શિ. આવી. વળી ૧ શિલિંગની ૧૨ પેન્સ માટે ૨૩૭ શિલિંગ-ની પેન્સ કરવા માટે ૧૨ થી ગુણીએ તો ૨૮૪૪ પેન્સ આવે તેમાં આપેલી ૬ પેન્સ ઉમેરીએ તો ૨૮૫૦ પેન્સ જવાબ આવ્યો.

## મનોયત્ન ૧૦.

૧. ૧૭ રૂપીઆની પૈ કરો; ૩૭ મોહોરનાં દોઢીઆં કરો.

૨. ૩૬ રૂપીઆ ૨ આનાની પૈ કરો; ૬૭૮ રૂપીઆની પાવલી કરો.

૩. ૧૫ રૂપીઆનાં દોઢીઆં કરો; ૮૭૬ રૂપીઆની બેઆની કરો.

૪. ૬૧૮ રૂપીઆ ૩ આના એનાં દોઢીઆં કરો;
૧૨૫ મોહોર ૯ રૂપીઆ ૧૦ આનાની પૈ કરો.

૫. ૨૩૮ રૂપીઆ ૩ આના ૯ પૈની પૈ કરો.

૬. ૬૫૪૫ રૂપીઆ ૧૧ આના ૩ પૈ એની અર્ધી પૈ કરો.

૭. ૧૯૨૮ રૂપીઆ ૧૦ આનાની દુકાની કરો.

૮. ૨૮૩૪૫ રૂપીઆનાં દોઢીઆં કરો.
૯. ૧૦૬ પૌન્ડ ૧૮ શિલિંગ ૭ પેન્સ એની ફાર્દિંગ કરો.
૧૦. ૨૯ પૌન્ડ ૧૩ શિલિંગ ૭ પેન્સ ૩ ફાર્દિંગ એની ફાર્દિંગ કરો;
૧૩૫ પૌન્ડ ૧૫ શિલિંગ એની અર્ધી પેન્સ કરો.
૧૧. ૧૬ પૌન્ડ ૧૩ શિલિંગ ૪ પેન્સ એની અર્ધી પેન્સ કરો;
૨૫ પૌન્ડ એની પેન્સ કરો.
૧૨. ૧૭ પૌન્ડ ૮ શિલિંગ ૯ પેન્સ ૩ ફાર્દિંગ એની ફાર્દિંગ કરો.
૧૩. ૨૯ પૌન્ડ ૧૭ શિલિંગની પેન્સ કરો;
૫૫ માઇડારની ફાર્દિંગ કરો.
૧૪. ૨૭ ક્રાઉનની અર્ધી ફાર્દિંગ કરો; ૧૨૫ ફ્લોરીનની પેન્સ કરો.
૧૫. ૧૯ અર્ધા ક્રાઉન એની ફાર્દિંગ કરો.
૧૬. ૬૦૦ ગિનીની ચારપેન્સ કરો; ૧૨૨૦ પૌન્ડની છપેન્સ કરો.
૧૭. ૯૮૭ ગિની ૧૩ શિલિંગ ૪ પેન્સની ચાર પેન્સ કરો.
૧૮. ૭૨ હંડ્રેડવેટ એના ઔંસ કરો; ૯૫ સ્તોનના ડ્રામ કરો.
૧૯. ૧૩ સ્તોન ૧૨ પૌન્ડ ૫ ઔંસના ઔંસ કરો.
૨૦. ૩ ટન ૨ ક્વાર્ટર એના ઔંસ કરો; ૫ ટનના પૌન્ડ કરો.
૨૧. ૯ હંડ્રેડવેટ ૩ ક્વાર્ટરના ઔંસ કરો.
૨૨. ૧૫ હંડ્રેડવેટ ૧૮ પૌન્ડ એના પૌન્ડ કરો.
૨૩. ૬૫ ટન ૩ ક્વાર્ટર ૩ સ્તોન ૫ પૌન્ડ એના ઔંસ કરો.
૨૪. ૩૩ ટન ૧૭ હંડ્રેડવેત ૩ ક્વાર્ટર ૨૭ પૌન્ડ ૧૫ ડ્રામના
ડ્રામ કરો.
૨૫. ૭ ટન ૧૫ હંડ્રેડવેટ ૨ ક્વાર્ટર ૧૬ પૌન્ડ એના ઔંસ કરો.
૨૬. ૩ પૌન્ડ ૬ ઔંસ ૨ પેનીવેટ એના પેનીવેટ કરો.
૨૭. ૨૭ ઔંસના ગ્રેન કરો; ૧૯ પૌન્ડના ગ્રેન કરો.

૨૮. ૫ પૌન્ડ ૯ ઑંસ ૩ પેનીવેટ ૯ ગ્રેન એના ગ્રેન કરો.

૨૯. ૫ ઑંસ ૩ પેનીવેટ એના ગ્રેન કરો; ૧૭ ઑંસ ૫ પેનીવેટ ૬ ગ્રેન એના ગ્રેન કરો.

૩૦. ૬ પૌન્ડ ૩ ઑંસ એના સ્ક્રુપલ કરો.

૩૧. ૩ ઑંસ ૨ ડ્રામ ૨ સ્ક્રુપલ એના ગ્રેન કરો.

૩૨. ૮ પૌન્ડ ૩ ઑંસ ૨ સ્ક્રુપલ ૮ ગ્રેન એના ગ્રેન કરો.

૩૩. ૧૭ માઇલ ૩ ફર્લાંગ ૧૮ પોલ એના ઈંચ કરો.

૩૪. ૧૯ વાર ૨ ફીટ એના ઈંચ કરો.

૩૫. ૩૮ મૈલના ફીટ કરો; ૯૫ ફર્લાંગ ૩૭ પોલના વાર કરો.

૩૬. ૧ લીગ ૧ મૈલ ૧ ફર્લાંગ એના વાર કરો.

૩૭. ૨ મૈલ ૬ ફર્લાંગ ૩ પોલ એના ફીટ કરો.

૩૮. ૧૧૬ વાર એના ઈંચ કરો; ૨૯૫ પોલના ઈંચ કરો.

૩૯. ૮ મૈલ ૩ ફર્લાંગ એના ફીટ કરો; ૧૫ મૈલના પોલ કરો.

૪૦. ૧ લીગ ૨ મૈલ ૩ ફર્લાંગ ૪ પોલ એના પા ઈંચ કરો.

૪૧. ૧૭ એલ ૪ ક્વાર્ટર ૨ નેલ ૧ ઈંચ એના અર્ધા ઈંચ કરો.

૪૨. ૫ એકર ૨ રૂડ ૧૬ પોલ એના વાર કરો.

૪૩. ૩ એકર ૧ રૂડ ૯ પોલ એના ઈંચ કરો.

૪૪. ૧૭ ચોરસવાર ૮ ફીટ ૭૧ ઈંચ એના ઈંચ કરો.

૪૫. ૧૦ એકર ૨૩ પોલ ૮ વાર ૯૨ ઈંચના અર્ધા ઈંચ કરો.

૪૬. ૨૫ એકર એના પોલ કરો; ૧૩$\frac{1}{2}$ એકર એના ચોરસવાર કરો.

૪૭. ૨ એકર ૩ રૂડ ૪ પોલ ૫ વાર ૬ ફીટ ૭ ઈંચના પા ઈંચ કરો.

૪૮. ૧૭ ઘનવાર ૧૦૦૧ ઈંચના ઈંચ કરો;
૨૬ ઘનવાર ૧૯ ઘનફીટના ઈંચ કરો.

૪૯. ૪૫ મણ ૧૫ શેર ૪ પાશેર એના અધોળ કરો.

**૫૦.** ૧૭૧ આંકડાના નવટાંક કરો;
૫૯૧ મણ ૩૫ શેર ૩ અચ્છેરના અધોળ કરો.

**૫૧.** ૧૫ ફરા ૪ પાયલી ૨ શેર ૩ ટીપરીના ટીપરી કરો.

**૫૨.** ૧૦૧ ફરા ૬ પાયલી ૩ શેર ૨ ટીપરીના ટીપરી કરો.

**૫૩.** ૧૮ ગજ ૧૦ તસુના આંગળ કરો;
૫૫ ગજ ૧૨ તસુના આંગળ કરો.

**૫૪.** ૫૪ તોલાની રતિ કરો; ૭૫ તોલા ૧૯ વાલ એના વાલ કરો.

**૫૫.** ૨૮ ગ્યાલનના પાઇન્ટ કરો; ૧૭ બુશલ એના ક્વાર્ટ કરો.

**૫૬.** ૩૫ ગ્યાલનના અર્ધા પાઇન્ટ કરો; ૧૭ પેક ૩ ક્વાર્ટ ૧ પાઇન્ટ
એના પાઇન્ટ કરો.

**૫૭.** ૧૭ અઠવાડીઆં ૧ દહાડો એના કલાક કરો;
૧૫ વરસના દહાડા કરો.

**૫૮.** ૧૯ કલાક ૩ મિનિટ એની સેકન્ડ કરો.

**૫૯.** ૨૧ અઠવાડીઆં ૫ દહાડાના કલાક કરો;
૩ વરસ ૧૭ અઠવાડીઆં ૫ દહાડાના દહાડા કરો.

**૬૦.** ૧૨૩ પૌં. ૧૧ શિ. ૬ પેન્સની ત્રણપેન્સ; ૫૦૦ પૌન્ડની ગિની.

**૬૧.** ૨૯ પૌન્ડ ૧૭ શિ. ૬ પેન્સના અર્ધા ક્રાઉન; ૧૨૧ ક્રાઉનની
અર્ધાગિની કરો.

**૬૨.** ૧૨૩૪૫ ચાર પેન્સની ગિની; ૬૭૮૯૦ અર્ધા ગિનીની ચાર પેન્સ.

**૬૩.** ૫ ટન ૯ હં. ૧ પૌં. એવારડુપોઇસના ટ્રોય પૌન્ડ કરો.

**૬૪.** ૨૫ ટ્રોય પૌન્ડના વૈદના પૌન્ડ કરો.

**૬૫.** ૯૮૬ ફૈધમના વાર; ૫૪૨ ફર્લાંગના ફૈધમ કરો.

——0——

## ચઢતી ભાંજણી.

હલકી જાતિમાંથી ભારી જાતિમાં લાવવાની રીતને **ચઢતી ભાંજણી** કહેછે. ઉતરતી જાતિમાંથી ભારે જાતિમાં લાવવા સારૂ તેના કોષ્ટકે ભાંજવા.

**દા૦** ૩૭૪૫ પૈના રૂપીઆ કરો.

૧૨)૩૭૪૫ — ૧૨ પૈનો એક આનો માટે ૩૭૪૫ પૈને ૧૨ એ ભાગ્યા-
૧૬) ૩૧૨-૧ — થી ૩૧૨ આના આવ્યા ને ૧ પૈ બાકી રહી. પછે
૧૯-૮ — ૧૬ આનાનો ૧ રૂપીઓ તેથી ૩૧૨ આનાના રૂપીઆ કરવા સારૂ ૧૬ એ ભાગ્યાથી ૧૯ રૂ. આવ્યા અને ૮ આના રહ્યા માટે ૧૯ રૂપીઆ ૮ આના ૧ પૈ જવાબ.

## મનોયત્ન ૧૧.

૧. ૬૯૫૪૩૨ પૈ એના રૂપીઆ કરો; ૨૮૪૧૬ પૈ એની મોહોર કરો.
૨. ૭૯૭૮ અર્ધા પૈના રૂપીઆ કરો; ૬૯૮૦ દોઢીઆંની મોહોર કરો.
૩. ૨૩૮૦ દુકાની એના પાવલા કરો; ૭૯૫૩ પૈ એના રૂપીઆ કરો.
૪. ૧૧૭૬ શિ. એના પૌન્ડ કરો; ૨૦૭૯૮ પેન્સના પૌન્ડ કરો.
૫. ૧૦૭૯૬૨ ફાર્દિંગ એના પૌન્ડ કરો.
૬. ૭૨૧૦૮ અર્ધા પેન્સ એના પૌન્ડ કરો.
૭. ૭૧૬૨૫૪ અર્ધા પેન્સની અર્ધા ગિની કરો.
૮. ૧૦૮૩૨ ક્રાઉનના પૌન્ડ કરો; ૭૨૪૩૬ ચાર પેન્સના પૌન્ડ કરો.
૯. ૩૦૦ ગિની એના પૌન્ડ કરો; ૨૭૦૦ પૌન્ડના માઇડોર કરો.
૧૦. ૧૦૦૦૦૦૦ ઔંસના હંડ્રેડવેટ કરો.
૧૧. ૩૯૭૨ પૌન્ડના હંડ્રેડવેટ કરો; ૨૦૦૦૦૦ ડ્રામના હંડ્રેડવેટ કરો.

૧૨. ૧૮૫૬૩૯૪૭ ઔંસના ટન કરો.
૧૩. ૫૦૦૦૦૦ ક્વાર્ટરના ટન કરો.
૧૪. ૩૧૯૭૬૮ ઔંસના સ્તોન કરો; ૬૮૯૭૧૬ ડ્રામના સ્તોન કરો.
૧૫. ૧૧૨૬૩ ગ્રેન એના પૌન્ડ કરો; ૫૧૮ પેનીવેટના પૌન્ડ કરો.
૧૬. ૨૦૭ ઔંસના પૌન્ડ કરો; ૬૩૧૧૨ ગ્રેનના ઔંસ કરો.
૧૭. ૯૬૮૩૪ ફીટ એના મૈલ કરો; ૧૫૦૫૦ ઈંચના ફૈધમ કરો.
૧૮. ૧૭૨૦૦૪૮૬ ઈંચ એના મૈલ કરો.
૧૯. ૧૭૬૦ પોલના ફર્લાંગ કરો; ૨૩૪૭૮ વારના ફર્લાંગ કરો.
૨૦. ૧૮૫૬૩૪ ફીટના ફર્લાંગ કરો; ૫૬૧૮ વાર એના ફૈધમ કરો.
૨૧. ૧૨૫૦૦ પોલ એના એકર કરો; ૭૨૯૮૪ રૂડ એના એકર કરો.
૨૨. ૩૨૬૫૮૪ ચોરસવાર એના એકર કરો.
૨૩. ૨૫૦૦૦૦ ચોરસ ઈંચ એના એકર કરો.
૨૪. ૧૮૫૬૩૪ ફીટ એના એકર કરો.
૨૫. ૨૯૬૭ ઘનફીટ એના વાર કરો.
૨૬. ૭૨૮૬૩ ઘન ઈંચ એના ફીટ કરો.
૨૭. ૩૬૫૮૪૩ જીલ એના ગ્યાલન કરો.
૨૮. ૩૬૫૯૭૧૨ પાઈન્ટ એના લોડ કરો.
૨૯. ૧૨૩૪૫૬ નવટાંકના મણ કરો.
૩૦. ૯૧૮૨૭૩૬ પાશેરની ખાંડી કરો.
૩૧. ૪૫૩૨ અધોળના મણ કરો.
૩૨. ૧૫૨૨૨૪ આંગળના ગજ કરો; ૮૭૫૬ તસુના ગજ કરો.
૩૩. ૧૦૨૪૮ ટીપરીની પાયલી કરો; ૩૯૭૧૨ પાશેરના ફરા કરો.
૩૪. ૭૪૩૪ ચોખાભારના તોલા કરો; ૫૮૭૯૦ રતિના વાલ કરો.
૩૫. ૫૨૦૭૩ કાગજના તાવ એના રીમ કરો.
૩૬. ૧૦૦૦૦૦૦ મિનિટ એના અઠવાડીઆં કરો

૩૭. ૩૧૪૨૭૮ કલાક એના દહાડા કરો.

૩૮. ઇંગ્લાંડમાં ૫૦૫૩૫ ચોરસ મૈલ જમીન છે, વેલ્સમાં ૮૧૨૫ ચોરસ મૈલ છે, સ્કોટલાંડમાં ૨૯૧૬૭ ચોરસ મૈલ જમીન છે, તો બધા મળીને કેટલા એકર થયા?

—o—

## વિવિધ સરવાળા.

એકજ જાતના કોટકની પણ જુદાં જુદાં પરિમાણની કેટલીક સંખ્યાઓને સાથે ઉમેરવાની રીતને **વિવિધ સરવાળો** કહેછે.

**રીત :**—વિવિધ સરવાળા કરવા માટે રકમો એવી રીતે ગોઠવવી કે એકજ જાતની રકમો એકેક નીચે આવે, ત્યાર પછી છેક હલકી જાતિના અંકનો સરવાળો કરી ચઢતી ભાંજણીની રીત પ્રમાણે તે સરવાળાને તેના કોષ્ટકે ભાંજવો, ભાંજતાં જે બાકી વધે તેને પેલી હલકી જાતિના અંક નીચે જવાબમાં મુકવા અને જે ભાગાકાર આવે તેને વદ્દિ ગણી તેથી ચઢતી જાતિના અંકમાં ઉમેરવો, પછી તેને તેના કોષ્ટકે ભાંજવા, એ પ્રમાણે કર્યા કરવું.

દા૦ ૪ પૌં. ૮ શિ. ૬ પે, ૩ પૌં. ૪ શિ. ૩ પે., ૧૯ પૌં. ૧૨ શિ. ૭ પે., અને ૨૩ પૌં. ૦ શિ. ૯ પેન્સનો સરવાળો કરો.

પેહેલાં બધી રકમો નીચે પ્રમાણે ગોઠવવી.

| પૌં. | શિ. | પે. |
|---|---|---|
| ૪ | ૮ | ૬ |
| ૩ | ૪ | ૩ |
| ૧૯ | ૧૨ | ૭ |
| ૨૩ | ૦ | ૯ |
| ૫૦ | ૬ | ૧ |

આમાં પેન્સનો સરવાળો ૨૫ થયો તેમાંથી ૨ શિલિંગ નિકળતાં ૧ પેન્સ બાકી રહી તે સરવાળામાં પેન્સની જગાએ મુકી. પછી વધેલી ૨ શિલિંગ ને આપેલી શિલિંગનો સરવાળો કીધો તો ૨૬ શિલિંગ આવી તેમાંથી ૧ પૌન્ડ નિકળ્યો અને ૬ શિલિંગ બાકી રહી તે

સરવાળામાં શિલિંગની જગાએ મુકી, પછી વધેલા ૧ પૌન્ડ અને આપેલા પૌન્ડનો સરવાળો કીધો તો ૫૦ પૌન્ડ આવ્યા જે પૌન્ડની જગાએ મુક્યા.

## મનોયત્ન ૧૨.

| ૧. | રૂ. | આ. | પૈ. | ૨. | રૂ. | આ. | પૈ. | ૩. | પૌં. | શિ. | પે. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૬ | ૩ | ૯ | | ૧૨ | ૬ | ૧$\frac{૧}{૪}$ | | ૨૮ | ૧૯ | ૪$\frac{૧}{૨}$ |
| | ૮ | ૨ | ૭ | | ૩ | ૫ | ૨ | | ૧૧ | ૧૩ | ૨ |
| | ૯ | ૧૧ | ૧૦ | | ૯ | ૧૦ | ૫$\frac{૩}{૪}$ | | ૧૨૩ | ૯ | ૬$\frac{૧}{૪}$ |
| | ૫ | ૯ | ૮ | | ૫ | ૧૩ | ૧૧ | | ૦ | ૧૭ | ૪$\frac{૩}{૪}$ |
| | ૭ | ૨ | ૧૧ | | ૧૬ | ૧૪ | ૧૦ | | | | |
| | ૧૦ | ૩ | ૦ | | ૧૦ | ૧૩ | ૯ | | | | |

| ૪. | પૌં. | શિ. | પે. |
|---|---|---|---|
| | ૧૨૮ | ૬ | ૯ |
| | ૪૫ | ૧૩ | ૨$\frac{૧}{૪}$ |
| | ૧ | ૧૦ | ૧૧ |
| | ૧૭ | ૩ | ૨$\frac{૧}{૨}$ |

| ૫. | ટન. | હં. | ક્વા. | પૌં. | ઔં. |
|---|---|---|---|---|---|
| | ૪ | ૭ | ૩ | ૧૯ | ૦ |
| | ૧ | ૫ | ૦ | ૧૬ | ૮ |
| | ૦ | ૧ | ૦ | ૨૧ | ૯ |
| | ૦ | ૦ | ૦ | ૩ | ૭ |

૬. ૫ હં. ૩ ક્વા. ૧૭ પૌં. ૪ ઔં. + ૨ હં. ૧ ક્વા. ૧૮ પૌં. + ૨ ક્વા. ૧૯ પૌં. ૭ ઔં. + ૨૧ પૌં. ૧૪ ઔં.

૭. ૩ ઔં. ૪ પેની. ૧૯ ગ્રે. + ૨ પૌં. ૮ ઔં. ૧૮ પેની. ૯ ગ્રેન. + ૪ ઔં. ૧૭ પેની. ૯ ગ્રેન. + ૮ પેની. ૧૭ ગ્રેન.

૮. ૨ ઔં. ૧૩ પેની. ૧૭ ગ્રેન + ૧ ઔં. ૯ પેની. ૧૬ ગ્રેન + ૬ ઔં. ૧૭ પેની. ૨૩ ગ્રેન + ૫ ઔં. ૧૭ પેની. ૧૭ ગ્રેન.

૯. ૫ મૈલ ૨ ફ઼. ૧૩ પોલ + ૩ મૈલ ૧ ફ઼. ૧૭ પોલ + ૭ ફ઼. ૧૮ વાર + ૧૯ પોલ ૩ વાર ૨ ફ઼ીટ.

૧૦. ૭ લીગ ૪ મૈલ ૨ ફ઼. + ૧૭ મૈલ ૩ ફ઼. ૭ પોલ + ૨ મૈલ ૫ ફ઼. ૨૭ પોલ + ૧૮૫ વાર.

૧૧. ૧૯ એ. ૨ રૂડ ૪ પોલ + ૩ એ. ૧ રૂ. ૧૬ પોલ + ૪ રૂ. ૨૧ પોલ + ૧૧ એ. ૩ રૂડ ૧૮ પોલ.

૧૨. ૨૨ એ. ૧ રૂ. ૧૯ પોલ + ૧૭ એ. ૪ રૂ. ૧૭ પોલ + ૩ એ. ૩ રૂ. ૩૩ પોલ + ૨ એ. ૧ રૂ. ૧૫ પોલ.

૧૩. ૬૧ ઘ.વા. ૧૩ ફ઼ી. ૫૫૦ ઈં. + ૩૭ ઘ.વા. ૨૧ ફ઼ી. ૮૬૪ ઈં. + ૩ ઘ. વા. ૫ ફ઼ી. ૭૨૦ ઈં. + ૬૫ ઘ. વા. ૨૧ ફ઼ી. ૯૬૦ ઈં.

૧૪. ૧૩ ઘ. વા. ૧૯ ફ઼ી. ૧૪૪ ઈં. + ૨૫ ઘ. વા. ૭ ફ઼ી. ૩૬૦ ઈં. + ૨૭ ઘ. વા. ૨૬ ફ઼ી. ૬૯૦ ઈં. + ૧૬ ઘ. વા. ૩ ફ઼ી. ૬૪૮ ઈં.

૧૫. ૫ ગ્યા. ૨ ક્વા. ૧ પા. + ૫ ગ્યા. ૨ પા. + ૧૦ ગ્યા. ૨ ક્વા. ૦ પા. + ૩ ગ્યા. ૧ ક્વા. ૧ પા.

૧૬. ૨૪ કુ. ૭ ગ્યા. ૦ ક્વા + ૯ કુ. ૩ ગ્યા. ૩ ક્વા. + ૬૭ કુ. ૪ બુ. ૩ પે. ૧ ગ્યા. + ૨૫ કુ. ૬ બુ. ૧ પે. ૧ ગ્યા.

૧૭. ૨૧ ક. ૨૧ મિ. ૨૫ સે. + ૪ ક. ૩૧ મિ. ૩૦ સે. + ૨૦ ક. ૨૯ મિ. ૫૪ સે. + ૪ ક. ૪૫ મિ. ૨૬ સે.

૧૮. ૪ અઠ. ૧ દિ. ૨૧ ક. ૩૦ મિ + ૧ અઠ. ૪ દિ. ૫ ક. ૧૫ મિ. + ૬ અઠ. ૬ દિ. ૬ ક. ૬ મિ. + ૧૦ અઠ. ૩ દિ. ૧૦ ક. ૩૦ મિ.

——0——

# વિવિધ બાદબાકી.

**રીતઃ**—જે રકમને બાદ કરવાની હોય તેને જેમાંથી તે બાદ કરવી હોય તેની નીચે તેની જાતિ પ્રમાણે મુકવી, જેમકે પૌન્ડની નીચે પૌન્ડ, શિલિંગની નીચે શિલિંગ એ પ્રમાણે. જો બાદ કરવાની રકમની કોઈ જાતિની સંખ્યા ઉપલી કરતાં નાહાની હોય તો સાદી બાદબાકી પ્રમાણે કર્યા જવું; પણ જો તે બાદ કરવાની રકમની જાતિ ઉપલી કરતાં મોટી હોય તો તેનાં કરતાં ચઢતી જાતિના કોઠકનો અંક ઉમેરીને પછી નીચલી રકમ બાદ કરવી; બાકી જે રહે તે પેલી જાતિની નીચે મુકીને એક વદ્દિ પેલી ચઢતી જાતિની નીચલી રકમમાં ઉમેરી આગળ પ્રમાણે કર્યા જવું.

દા૦ ૨૨ રૂ. ૭ આ. ૬ પાઈમાંથી ૧૭ રૂ. ૯ આ. ૩ પાઈ બાદ કરો.

| રૂ. | આ. | પા. |
|---|---|---|
| ૨૨ | ૭ | ૬ |
| ૧૭ | ૯ | ૩ |
| ૪ | ૧૪ | ૩ |

પેહેલાં આપેલી રકમને જાતિ પ્રમાણે ગોઠવવી. આમાં ૬ પાઈમાંથી ૩ પાઈ બાદ કીધી તો ૩ પાઈ આવી તે જવાબમાં લીટી દોરીને મુકી, પછી ૭ આનામાંથી ૯ આના બાદ જતા નથી માટે મોટી રકમના આનાના અંકમાં ૧૬ ઉમેરીએ (કારણકે ૧૬ આનાનો ૧ રૂપીઓ) તો ૧૬+૭=૨૩ આના થયા. તેમાંથી નાહાની રકમમાં આપેલા ૯ આના બાદ કીધા તો ૧૪ આના જવાબમાં મુકયા. પછી ૧૬ આના મોટી રકમના અંકમાં ઉમેર્યા હતા માટે ૧ વદ્દિ ગણવી ને તે ૧૭ રૂ. માં મેળવીએ તો ૧૭+૧=૧૮ રૂ.ને ૨૨ રૂ. માંથી બાદ કર્યા તો ૪ રૂ. આવ્યા.

## મનોયત્ન ૧૩.

| ૧. | રૂ. | આ. | પૈ |
|---|---|---|---|
| | ૧૭ | ૪ | ૬ |
| | ૧૦ | ૫ | ૩ |

| ૨. | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| | ૧૯ | ૧૪ | ૯ |
| | ૧૨ | ૧૫ | ૧૧ |

| ૩. | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| | ૨૧૦ | ૬ | ૮ |
| | ૧૧૯ | ૭ | ૯ |

| ૪. | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| | ૭૫ | ૬ | ૯ |
| | ૭૧ | ૭ | ૧૦ |

| ૫. | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| | ૪૫ | ૯ | ૧૦ |
| | ૩૭ | ૧૦ | ૯ |

| ૬. | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| | ૭૧૦ | ૯ | ૧૧ |
| | ૫૨૦ | ૧૨ | ૯ |

| ૭. | પાં. | શિ. | પે. |
|---|---|---|---|
| | ૭૨૮૬ | ૧૬ | ૫ |
| | ૧૦૯૩ | ૯ | ૮$\frac{૧}{૨}$ |

| ૮. | પૌન્ડ. | શિ. | પે. |
|---|---|---|---|
| | ૬૦૫૦ | ૧૧ | ૪$\frac{૧}{૨}$ |
| | ૧૯૭૨ | ૫ | ૮$\frac{૩}{૪}$ |

| ૯. | પૌન્ડ. | શિ. | પે. |
|---|---|---|---|
| | ૧૨૮૭ | ૧૮ | ૫ |
| | ૬૮૫ | ૯ | ૬ |

| ૧૦. | પૌન્ડ. | શિ. | પે. |
|---|---|---|---|
| | ૮૨૫૦ | ૧૭ | ૯ |
| | ૧૮૭ | ૬ | ૧૧ |

| ૧૧. | પૌન્ડ | શિ. | પે. |
|---|---|---|---|
| | ૨૦૫૭ | ૧૬ | ૩ |
| | ૧૮૭૪ | ૧ | ૬ |

| ૧૨. | પાં. | શિ. | પે. |
|---|---|---|---|
| | ૧૦૫૭ | ૧૮ | ૪ |
| | ૮૨૨ | ૧૦ | ૬ |

| ૧૩. | ટ. | હં. | ક્વા. | પાં. |
|---|---|---|---|---|
| | ૫ | ૭ | ૩ | ૦ |
| | ૨ | ૬ | ૦ | ૧૮ |

| ૧૪. | હં. | ક્વા. | પૌન્ડ |
|---|---|---|---|
| | ૪ | ૦ | ૦ |
| | ૧ | ૩ | ૨૭ |

| ૧૫. | હં | ક્વા. | પૌન્ડ. |
|---|---|---|---|
| | ૧૫$\frac{૧}{૨}$ | ૦ | ૦ |
| | ૭ | ૧ | ૨૦ |

| ૧૬. | પૌન્ડ. | ઔ. | ડ્રામ |
|---|---|---|---|
| | ૧૮ | ૧૫ | ૧૨ |
| | ૯ | ૬ | ૧૨ |

| ૧૭. | પાં. | ઔં. |
|---|---|---|
| | ૩૨ | ૦ |
| | ૦ | ૧૭$\frac{૧}{૨}$ |

| ૧૮. | પાં. | ઔં. | પે. | ગ્રે. |
|---|---|---|---|---|
| | ૦ | ૧૨૦ | ૧૭ | ૦ |
| | ૪ | ૯ | ૦ | ૧૮ |

| ૧૯. | પાં. | ઔં. | પે. | ગ્રે. |
|---|---|---|---|---|
| | ૨૨ | ૬ | ૩ | ૦ |
| | ૧૯ | ૭ | ૫ | ૧૮ |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૦. | પે. | ગ્રે. | ૨૧. | ઑાં. | પે | ગ્રે. | ૨૨. | વા. | ફી. | ઈં. | ૨૩. | મે. | ફ. | પો. |
| | ૧૭ | ૧૮ | | ૩ | ૫ | ૧૫ | | ૧૩૪ | ૨ | ૭ | | ૨૩૫ | ૦ | ૧૯ |
| | ૦ | ૧૯૨ | | ૧ | ૬ | ૩ | | ૫૯ | ૧ | ૧૧ | | ૧૮૪ | ૫ | ૨૪ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૪. | ફ. | પો. | વાર. | ૨૫. | મા. | ફ. | પો. | ૨૬. | મા. | ફ. | પો. |
| | ૫ | ૨૩ | ૧½ | | ૭ | ૨ | ૮ | | ૩½ | ૦ | ૦ |
| | ૪ | ૨૭ | ૪ | | ૨ | ૬ | ૨૫ | | ૧ | ૫ | ૨૮ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૭. | મા. | ફ. | પો. | ૨૮. | એ. | રૂ. | પો. | ૨૯. | ચો.વા. | પ્રી. | ઈં. |
| | ૧૦૦ | ૨ | ૦ | | ૫૭ | ૨ | ૩૦ | | ૪૨ | ૮ | ૧૨૪ |
| | ૭૮ | ૩ | ૬ | | ૨૯ | ૩ | ૩૪ | | ૩૬ | ૮ | ૧૩૯ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૦. | એ. | રૂ. | પો. | ૩૧. | ચો.વા. | પ્રી. | ઈં. | ૩૨. | ઘનવાર. | પ્રી. | ઈં. |
| | ૨૪૭ | ૧ | ૧૪ | | ૩૯ | ૭ | ૧૨ | | ૨૪૭ | ૧૯ | ૧૨૭૪ |
| | ૨૪૩ | ૩ | ૨૮ | | ૩૨ | ૮ | ૧૩૪ | | ૨૩૯ | ૧૮ | ૧૩૬૮ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૩. | ઘ.વાર. | પ્રી. | ઈં. | ૩૪. | ગ્યા. | ક્વા. | પા. | ૩૫. | ગ્યા. | ક્વા. | પા. |
| | ૫૬૭ | ૦ | ૦ | | ૧૦ | ૦ | ૦ | | ૮ | ૨ | ૦ |
| | ૪૯૯ | ૧૯ | ૨૫૬ | | ૭ | ૩ | ૧ | | ૦ | ૧૯ | ૭ |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૬. | કુ. | ગ્યા. | ૩૭. | કુ. | ગ્યા. | ક્વાર્ટ. | ૩૮. | ક. | મિ. | સે. |
| | ૭ | ૫ | | ૨૪ | ૭ | ૦ | | ૭ | ૧૪ | ૨૬ |
| | ૦ | ૧૮ | | ૯ | ૩ | ૩ | | ૪ | ૧૯ | ૩૭ |

| ૩૯. દિ. | ક. | મિ. |
|---|---|---|
| ૧૨૩ | ૧૬ | ૪ |
| ૩૯ | ૨૨ | ૧૭ |

| ૪૦. અડ. | દિ. | ક. |
|---|---|---|
| ૪ | ૬ | ૧૮ |
| ૩ | ૬ | ૨૦ |

| ૪૧. વ. | દિ. | ક. |
|---|---|---|
| ૩ | ૧૪૭ | ૧૪ |
| ૨ | ૨૧૩ | ૧૭ |

---o---

## વિવિધ ગુણાકાર.

**રીત :**—ગુણ્યને એટલે કે જે રકમને ગુણવાના હોય તેને એક લીટીમાં લખી જઈને તેની નીચે જમણા હાથ પરથી ગુણક એટલે જે રકમ વડે ગુણવા હોય તેને મુકીને સૌથી હલકી જાતિના ગુણ્યના અંકને ગુણકે ગુણવા અને તેના કોઠક વડે ભાંજવા, જે શેષ બાકી વધે તે લીટી નીચે મુકી જે ભાગાકાર આવે તેને ચઢતી જાતિના ગુણ્યને ગુણકે ગુણી તેમાં ઉમેરવા, અને તેના કોષ્ટક વડે ભાંજવા. એ પ્રમાણે કર્યા જવું.

દા૦ ૧૭ હં. ૧ ક્વા. ૧૨ પૌન્ડને ૬૦ એ ગુણો.

| | હં. | ક્વા. | પૌં. |
|---|---|---|---|
| | ૧૭ | ૧ | ૧૨ |
| | | | ૬૦ |
| ૫૨ | ૧ | ૧ | ૨૦ |

આમાં ગુણ્યમાં આપેલા પૌન્ડ ૧૨ ને ૬૦ એ ગુણ્યા તો ૭૨૦ પૌન્ડ આવ્યા તેના ક્વાર્ટર કરવા માટે ૨૮ એ ભાંજ્યા તો ૨૫ ક્વા. નિકળ્યા અને ૨૦ પૌન્ડ રહ્યા તે જવાબમાં પૌન્ડની જગાએ લખ્યા. પછી ક્વા. ૧×૬૦=૬૦ તેમાં વધ્યાના ૨૫ ઉમેર્યા તો ૮૫ ક્વા. આવ્યા, તેના હંડ્રેડવેટ કરવાને ૪ એ ભાંજ્યા તો ૨૧ હં. આવ્યા ને ૧ ક્વા. રહ્યો તે ગુણાકારમાં લખ્યા પછી ૧૭ હં.×૬૦=૧૦૨૦ હં. માં વધેલા ૨૧ હં. ઉમેર્યા તો ૧૦૪૧ હં. આવ્યા તેના ટન કરવાને ૨૦ એ ભાંજ્યા તો ૫૨ ટન આવ્યા અને ૧ હં. રહ્યો તે જવાબમાં મુક્યો.

## ઉલટી રાશી.

જો ચોકસ માણસો એક કામ ચોકસ દહાડામાં કરે તો તેજ કામ કરવાને જો માણસ વધતાં રાખશું તો તે કામ ઓછા વખતમાં થશે; અને જો માણસ ઓછાં કરશું તો તે કામ વધતા વખતમાં થશે, એ ઉપરથી નીચલા નિયમો નિકળે છે:—

( ૧ ) જો માણસ વધે તો વખત ઘટે.

( ૨ ) જો માણસ ઘટે તો વખત વધે.

( ૩ ) જો વખત વધે તો માણસ ઘટે.

( ૪ ) જો વખત ઘટે તો માણસ વધે.

દા૦ ૧. જો ૩૬ માણસ એક કામ ૨૨ દહાડામાં કરે, તો તેજ કામ ૬૬ દહાડામાં કરવાને કેટલાં માણસ જોઇશે?

દા. દા. મા. મા.

૬૬ : ૨૨ :: ૩૬ : ૧૨ જવાબ.

```
     ૨૨
  ૬૬)૭૯૨
     ૧૨
```

દા૦ ૨. જો ૧૫ માણસને એક કામ કરતાં ૯૦ દહાડા લાગે તો ૪૫ માણસને તેજ કામ કરતાં કેટલો વખત લાગશે?

મા. મા. દા. દહાડા.

૪૫ : ૧૫ :: ૯૦ : ૩૦ જવાબ.

```
     ૧૫
  ૪૫)૧૩૫૦
     ૩૦
```

જો અપૂર્ણાંકની રીતે દાખલો કરવો હોય તો પેહેલાં પદને ઉલટાવીને ત્રણેનો ગુણાકાર લેવોઃ—

મા. મા. દા.

૮૫ : ૧૫ :: ૯૦

૧૫/૧ × ૯૦/૧ × ૧/૮૫ = ૨૨૫૦/૮૫ = ૩૦ દહાડા જવાબ.

વિરાશીમાં હમેશા સેહેલા રૂપના દાખલા હોતા નથી. સાધારણ વપરાસમાં ઘણા જાતના દાખલામાં વિરાશી પ્રમાણ આવેછે. કેટલીક વખત દાખલા કરવામાં કહેલાં પદ પ્રમાણમાં નથી હોતાં પણ તેમની મદદથી તેવા પદ તૈયાર કરાયછે. કોઈ વખત દાખલામાં નકામું પદ આપેલું હોય છે, માટે હમેશા વિચાર કરીને જે રીત લાગુ પડે તે લગાડીને જવાબ શોધવો. નીચલા દાખલા ઉપરથી એ બરાબર ધ્યાનમાં આવશે.

દા૦ ૧. ક એક કામ ૨૦ દિવસમાં કરેછે. તેમજ ખ ૩૦ દિવસમાં કરેછે અને ગ ૪૦ દિવસમા કરેછ ત્યારે ત્રણે સાથે તે કામ કેટલા દિવસમાં કરશે?

આવા દાખલામા હમેશ દરેક માણસ એક દિવસમાં કેટલુ કામ કરેછે તે શોધવું. આમા ક એક દિવસમાં ૧/૨૦, ખ ૧/૩૦, અને ગ ૧/૪૦ કામ કરે. માટે ત્રણે મળીને ૧/૨૦ + ૧/૩૦ + ૧/૪૦ = ૧૩/૧૨૦ કામ ૧ દિવસમાં કરે; માટે કા. કા. દિ.

૧૩/૧૨૦ : ૧ :: ૧ : ૧૨૦/૧૩ = ૯ ૩/૧૩ દિવસ જ.

દા૦ ૨. એક માણસ પાસે ૧ પૌન્ડ ૧૦ પેન્સનો કર આપ્યા પછી ૨૫૦ પૌ. બાકી રહ્યા તો તેની આવક કેટલી?

આ દાખલામાં ૧ પૌ=૨૪૦ પેન્સમાંથી તેની પાસે ૨૩૦ પે. બાકી રહેછે એટલે ૨૩૦ પેન્સ જો બાકી રહે તો ૧ પૌડની

આવક હોય તો ૨૫૦ પૌન્ડ=૫૮૦૦૦ પેન્સ બાકી રહે તો કેટલી આવક? માટે,

પે.    પે.    પૌ.    પે.

૨૩૦ : ૫૮૦૦૦ :: ૧ : $\frac{૫૮૦૦}{૨૩}$ = ૨૫૨$\frac{૪}{૨૩}$ પૌન્ડ જવાબ

—o—

# ત્રિરાશી. (Simple Proportion.)

## મનોયત્ન ૨૯.

૧. જો ૫૭ હં. ખાંડની કિંમત ૨૧૬ પૌંડ પડે તો ૯૫ હં. નું શું પડશે?

૨. જો ૩૯૫ વાર કપડાંની કિંમત ૬૩ પૌંડ પડે તો ૧૮ પૌંડમાં કેટલા વાર કપડું આવશે?

૩. જો ૧૪૮ ગ્યાલન દારૂની કિંમત ૧૧૯ પૌ. ૧૦ શિ. પડે તો ૮૯ પૌ. ૧૨ શિ. ૬ પે. મા કેટલા ગ્યાલન આવશે?

૪. જો ૫૨ હં. ૧ ક્વા. ૪ પૌંડની કિંમત ૧૧૪ પૌંડ પડે તો ૧૧૨ હં. નું શું પડશે?

૫. જો ૩૬ એકર ૩ રૂડ જમીનનું ભાડું ૪૨ પૌંડ પડે તો ૨૧ એ. ૩ રૂ. ૨૦ પોલનું શું ભાડું પડશે?

૬. જો એક માણસ ૫ ક. ૧૨ મિ. ૩૧ સે. માં ૧૭ માઇલ ચાલે તો ૩ ક. ૪૦ મિ. ૩૬ સે. માં કેટલા માઇલ ચાલશે?

૭. જો ૧૦ હં. ૨ ક્વા. ૧૪ પૌંડ ખાંડની કિંમત ૫૧ પા. પડે તે ૮ હં. ૧ ક્વા. ૧૪ પૌંડની શું કિંમત બેસશે ?

૮. જો ૧૮ હં. ૩ ક્વા. ૨૧ પૌંડની કિંમત ૩૬ પૌં. પડે તો ૪૪ હં. ૨૧ પૌંડનું શું પડશે ?

૯. જો એક કલાકમાં પૃથ્વી ૬૬૦૦૦ માઈલ ફરે તો ૧૬ મિ. ૪૮ સે. માં તે કેટલા માઈલ ફરશે ?

૧૦. જો ૫ એકર જમીનનું ભાડું ૪ પૌં. ૧૩ શિ. ૪ પે. પડે તો ૭૦ પૌં. ૧૦ શિ. ૬ પે. માં કેટલા એકર ભાડે આપવામાં આવશે ?

૧૧. જો ૧ હં. ઘઊંની કિંમત ૧૮ શિ. ૩ પે. પડે તો ૧૪૯ પૌં. ૧૬ શિ. ૪ પે. માં કેટલા ઘઊં આવશે ?

૧૨. જો ૧ માણસ ૪ દહાડામાં ૬૨ માઈલ ચાલે તો ૯૩ માઈલ કેટલા દહાડામાં ચાલશે ?

૧૩. જો ૧૨ માણસ એક ખેતર ૪ દહાડામાં ખેડે તો ૩૨ માણસ કેટલા વખતમાં ખેડશે ?

૧૪. જો ૧૪ રતલ કાફીની કિંમત ૧૫ શિ. ૨ પે. પડે તો ૧૨૯ રતલનું શું પડશે ?

૧૫. જો ૩૫૦ એકર જમીનની કિંમત ૧૨૨૫૦ પૌંડ પડે તો ૨૭૩ એકરની શું કિંમત ?

૧૬. જો ૩ રતલ માંસની કિંમત $\frac{1}{2}$ ક્રાઉન પડે તો ૧૪ રતલનું શું પડશે ?

૧૭. જો ૮ ઈંડાંની કિંમત ૧ શિ. પડે તો ૩ કુડીની શું કિંમત?

૧૮. જો ૧૫ રતલ ખાંડની કિંમત ૫ શિ. ૭$\frac{૧}{૨}$ પે. પડે તો ૧ હં. નું શું પડશે?

૧૯. જો ૧૫ માણસ એક કામ ૨૦ દહાડામાં કરે તો ૧૨ દહાડામાં તે કામ કરવાને કેટલાં માણસ ઉમેરવાં જોઈશે ?

૨૦ જો ૧ માણસ ૮ દહાડામાં ૧૧૬ માઈલ ચાલે તો ૧૪ દહાડામાં કેટલા માઈલ ચાલશે?

૨૧. જો ૬ ગ્રેન રૂપાંની કિંમત ૫ ફારધીંગ પડે તો ૧ ક્રાઉનમાં કેટલું રૂપું આવશે?

૨૨. જો ૮૦ મેંઢાની કિંમત ૧૭૬ પૌંડ પડે તો ૨૫ મેંઢાનું શું પડશે?

૨૩. જો એક ખેડુત એક કુડી મેંઢાં ૪૮ પૌંડે વેચે તો ૨૭૦ મેંઢાંનું તેને શું મળશે?

૨૪. જો વરસ દહાડે એક ચાકરનો પગાર ૧૦ પૌં. ૮ શિ. હોય તો ૭ અઠ. નું તેને શું મળશે?

૨૫. જો ૭ બુ. ૨ પેકની કિંમત ૩ પૌં. ૫ શિ. ૫ પે. પડે તો ૪$\frac{૧}{૨}$ બુશલનું શું પડશે?

૨૬. જો ૩ હં. ૬૯ રતલની કિંમત ૧૪ પૌંડ ૩ શિ. ૬ પે. પડે તો ૨૩ પૌં. ૧૨ શિ. ૬ પે. માં કેટલું આવશે?

૨૭. જો ૨૭ બુ. ૨$\frac{૧}{૨}$ પેકની કિંમત ૧૦ પૌં. ૭ શિ. ૨$\frac{૧}{૪}$ પે. પડે તો ૧$\frac{૧}{૨}$ બુશલનું શું પડશે?

૨૮. જો ૨૦ ઔં. ૧૯ પેની. ૨$\frac{૩}{૧૧}$ ગ્રેનની કિંમત ૫ પૌં. ૧૫. શિ. ૩ પે. પડે તો ૧ ઔંસનું શું પડશે?

૨૯. એક માણસ ૩૫ દહાડે ૨૫ પૌંડ ૮ શિ. ખરચે છે અને વરસ દહાડે ૧૦૦ પૌંડ એકઠા કરે છે તો તેની વરસની આવક શું હશે?

૩૦. જો દર પૌંડે ૫ પે. કર લીધામાં આવે તો ૬૭૫ પૌંડપર કેટલો કર આપવામાં આવશે?

૩૧. જ્યારે દર પૌંડે ૬ પે. કર હોય છે ત્યારે ૧ માણસ ૧૫ પૌંડ ૭ શિ. ૬ પે. કર આપે છે. તો તેની આવક કેટલી?

૩૨. જ્યારે એક માણસે કર આપ્યો ત્યારે તેની આવક જે ૬૮૦ પૌંડની હતી તે ૬૬૦ પૌ. ૩ શિ. ૮ પે. થઈ ગઈ ત્યારે એક પૌંડે કેટલો કર પડ્યો?

૩૩. જો ૧૧ વાર કપડાંની કિંમત ૩ પૌ. ૧૯ શિ. $\frac{3}{4}$ પે. પડે તો ૨૮ પૌ. ૧૫ શિ ૧૧$\frac{1}{4}$ પે. માં કેટલા વાર કપડું આવશે?

૩૪. જો ૭૫ માણસ એક કામ ૧૨ દહાડામાં પુરૂં કરે તો ૨૦ દહાડામાં તે કામ પુરૂં કરવાને કેટલાં માણસ જોઈશે?

૩૫. જો ૯ ઘોડા ૪૬ એકર એક દહાડામાં ખેડે તો ૧૨ ઘોડા તેજ વખતમાં કેટલા એકર ખેડશે?

૩૬. જો ૧૫ ઘોડા એક જમીન ૫ દહાડામાં ખેડે તો ૩ દહાડામાં ખેડવાને કેટલા વધારે ઘોડા જોઈશે?

૩૭. જો ૧ માણસ એક કામ ૫ દહાડામાં કરે અને બીજો ૧૨ દહાડામાં કરે તો બેઉ જણા સાથે મળીને તે કામ કેટલા વખતમાં પુરૂં કરશે?

૩૮. એક નળ એક વાસણને ૨૦ મિ. બીજો ૩૦ મિ., અને ત્રીજો ૪૦ મિ. માં ભરે છે, તો બધા સાથે મળીને કેટલા વખતમાં ભરશે?

૩૯. જો ૪૨ માણસ એક કામ ૩૬ દહાડામાં પુરૂં કરે તો તેથી અમણું કામ ૨૭ દહાડામાં પુરૂં કરવાને કેટલાં માણસ જોઇશે?

૪૦. એક કિલ્લામાં ૨૧૦૦ માણસને ૯ મહિના સુધી ચાલે એટલો ખોરાક છે, પણ પાછળથી તેમાં ૬૦૦ માણસ ઉમેરવામાં આવે છે, તો ખોરાક કેટલા મહિના ચાલશે?

૪૧. જો ૭૨ માણસ એક ખાઇ ૬૩ દહાડામાં ખોદે તો ૮૧ માણસ તેથી ત્રણ ગણી મોટી ખાઇ કેટલા વખતમાં ખોદશે?

૪૨. જ્યારે એક ક્વાટર ઘઊંની કિંમત ૫૭ શિ. હોય ત્યારે પાંઊંનું વજન ૩ રતલ થાયછે: ત્યારે ઘઊંની કિંમત ૬૪ શિ. ૬ પે. હોય તો પાંઊંનું વજન શું થશે?

૪૩. જો $\frac{૩}{૫}$ ભાગ જમીનની કિંમત ૭૫૨૦ પૌંડ પડે તો ૫ ભાગનું શું પડશે?

૪૪. એક માણસ પાસે એક વહાણના $\frac{૩}{૮}$ ભાગ છે અને તેમાંને $\frac{૨}{૩}$ ભાગ ૧૨૬૦ પૌંડે વેચેછે ત્યારે વહાણની કિંમત શું?

૪૫. જો ૩$\frac{૨}{૫}$ પૌંડ ચાની કિંમત ૧૫ શિ. ૩ પે. પડે તો ૪ પૌં. ૩ શિ. ૧૦$\frac{૧}{૨}$ પે. માં કેટલા રતલ આવશે?

૪૬. $\frac{૩}{૧૪}$ ના એક ટન કોલસાની કિંમત ૪ શિ. ૬ પે. પડે તો ૫$\frac{૧}{૨}$ હં. નું શું પડશે?

૪૭. જો એક કામનો $\frac{૨}{૧૧}$ ભાગ ૨૫ દહાડામાં થાય તો ૧૧$\frac{૨}{૩}$ દહાડામાં કેટલું કામ થશે?

૪૮. જો એક માણસ ૧૮ મા. ૨ ફર. ૨૬ પો. ૩$\frac{૨}{૩}$ વાર ૫$\frac{૧}{૩}$ કલાકમાં ચાલે તો ૧$\frac{૧}{૨}$ માઇલ ચાલતાં તેને કેટલો વખત લાગશે?

૪૯. એક માણસ પાસે એક જમીનનો $\frac{૩}{૧૪}$ ભાગ છે અને તેમાંનો $\frac{૨}{૭}$ ના $\frac{૧}{૩\frac{૧}{૫}}$ ભાગ ૧૨૦$\frac{૫}{૮}$ પૌંડ વેચ્યો ત્યારે તે જમીનના $\frac{૧}{૫}$ ના $\frac{૩}{૧૬}$ ભાગની કિંમત શું પડશે?

૫૦. જો ૨$\frac{૧}{૨}$ વાર કપડાંની કિંમત ૧ ગિની પડે તો ૧૮૩$\frac{૧}{૨}$ વાર કપડાંની કિંમત શું પડશે?

૫૧. ૨૦ માણસ એક કામ ૧૨ દહાડામાં કરે તો ૧૬ દહાડામાં તે કામ કરવાને કેટલાં માણસ કાઢી મુકવાં જોઇશે?

૫૨. ૨૦૦૦ માણસની એક ટુકડીને ૩ મહિના સુધી ચાલે એટલો ખોરાક છે તેમાં જો ૫૦૦ માણસ વધારવામાં આવે તો તે ખોરાક કેટલો વખત ચાલશે?

૫૩. જો ૫૦૦ માણસને ૯૦ દહાડા સુધી ચાલે એટલો ખોરાક છે તો તે ખોરાક ૯૬ દહાડા સુધી ચલાવવો હોય તો કેટલાં માણસને કહાડી મુકવાં જોઇએ?

૫૪. ૭ ઔંસ સુનાની કિંમત ૩૮ શિ. ૬ પે. પડે તો ૩ પૌંડ ૯ ઔં. ૧૨ પેની. નું શું પડશે?

૫૫. જો દર સેંકડે વરસે દહાડે ૪ મરણ નીપજે તો ૩૬૦૫ માણસની વસ્તીમાંથી કેટલાં મરણ નીપજશે?

૫૬. એક ખેતર ૨૭ માણસોએ ૨૦ દહાડામાં ખેડયું, હવે તેજ ખેતર ૧૦ દહાડામાં ખેડવું હોય તો કેટલાં માણસ જોઇશે?

૫૭. જો ૧૫ કારીગરો એક ઘર ૩૦ દહાડામાં બાંધે તો તેજ ઘર બાંધતા ૯ માણસોને કેટલા દહાડા લાગશે?

૫૮. એક ઝાડ હાલ ૪૦ વરસનું થયું છે અને દર વરસે ૬ ઈંચ વધેલું છે, અને એક બીજું ઝાડ જે દર વરસે ૧૦ ઈંચ વધ્યું છે તેની બરોબર ઊંચાઈનું પેહેલું ઝાડ થયું છે, તો બીજા ઝાડને કેટલાં વરસ થયાં?

૫૯. જો ૨૭ માણસ ૨૧૯ પાર ચાલે તો ૧૧ માણસો કેટલું ચાલશે?

૬૦. એક મિનારો ૧૬૦ ફી. ૪ ઈં. ઊંચો છે, તેનો છાંયડો ૨૧૦ ફી. પડે છે તો એક લાકડી જેનો છાંયડો ૧૭ ફી. ૬ ઈં. હોય તેની લંબાઈ કેટલી?

૬૧. જો ૫૮ માણસ એક ઘર ૯૦ દહાડામાં બાંધે તો ૫૦ દહાડામાં બાંધવાને કેટલાં માણસ જોઈશે?

૬૨. જો ઘઉંનો ભાવ ૨ શિ. હોય તો ૧ પેનીનું પાંઊં વજનમાં ૮ ઔંસ થાય, પણ જો ઘઉંનો ભાવ ૧ શિ. ૬ પે. હોય તો પાઊંનું વજન શું થશે?

૬૩. જો એક દોસ્તને ૨૦૦ પૌંડ ૧૨ મહિના સુધી ઉછીના આપું તો ૧૫૦ પૌંડ તેના બદલામાં તે મને કેટલો વખત સુધી ઉછીના આપશે?

૬૪. જો હું ૨૪ શિ. આપું તો ૧૨૦૦ રતલનો બોજો ૩૬ માઈલ લઈ જવામાં આવે તો તેટલાજ પૈસામાં ૨૪ માઈલ દુર લઈ જવાને કેટલા રતલ જોઈશે?

૬૫. ૧૦૦ માણસો એક કામ ૧૨ દહાડામાં કરે તો ત્રણ દહાડામાં તેજ કામ કરવાને કેટલાં વધારે માણસ જોઈશે?

૬૬. એક ઘેરો ઘાલેલા કિલ્લામાં ૧૦૦૦ સિપાઈ છે અને ત્રણ મહિ-

ના ચાલે એટલો ખોરાક છે: હવે તે ખોરાક ૬ મહિના સુધી ચાલ્યો હોય તો તેમાંથી કેટલા સિપાઈ જતા રહેલા હોવા જોઇએ?

૬૭. એક કાસદ દહાડાના ૧૨ કલાક પ્રમાણે ચાલીને ૨૪ દહાડામાં મુસાફરી પુરી કરેછે, તો દહાડાના ૧૬ કલાક પ્રમાણે ચાલીને કેટલા વખતમાં મુસાફરી પુરી કરશે?

૬૮. મેં મારા દોસ્ત પાસેથી ૬૪ પોંડ ૮ મહિના સુધી ઉછીના લીધા અને તેજ દોસ્તે મારી પાસેથી ૧૨ મહિના સુધી થોડું નાણું વાપરવા માગ્યું, તો હું તેને કેટલું નાણું વાપરવા આપું જેથી તેની આગળી મેહેરબાનીનો બદલો વળી રહે?

૬૯. જો મારા ઘોડાને દરરોજ ખવાડવાનો ખરચ ૯$\frac{1}{2}$ પે. પડે તો ૧૧ ઘોડા મારી પાસે હોય તો વરસ દહાડાનો ખરચ શું થશે?

૭૦. એક કાપડીઆએ ૮૬ ટાકા કપડાંના લીધા જેનું તેને ૫૧૭ પોંડ. ૧૯ શિં. ૪ પે. આપવું પડયું; દર વારની કિંમત ૪ શિ. ૧૦ પે. હતી તો બધા મળીને કેટલા વાર હતા?

૭૧. એક ઔંસ સુનાની કિંમત ૫ શિ. હોય તો ૪ લાહા જે દરેકનું વજન ૭ પોંડ. ૫ ઔંસ ૧૦ પેની. છે તેનું શું પડશે?

૭૨. અ એક કામ ૨૨ દહાડામાં કરેછે અને બ ૪૪ દહાડામાં કરેછે તો બેઉ જણા સાથે કેટલા દહાડામાં કરશે?

૭૩. જો ક એક કામ ૯ દહાડામાં કરે, અ ૪૫ દહાડામાં કરે અને બ ૧૩૫ દહાડામાં કરે તો ત્રણે જણા સાથે કેટલા દહાડામાં કરશે?

૭૪. જો એક ખેડુત પોતાના પાડોશીને એક ઘોડો જે ૧૨ હં. ૩ ક્વા. નો બોજો ખેંચેછે તે ૩૪ દહાડા વાપરવા આપે તો એક ઘોડો

જે ૧૦ હં. ૩ ક્વા. નો બોજો ખેંચે છે તે કેટલા દહાડા સુધી વાપરશે?

૭૫. અ ૫૧ માઇલ ચાલ્યો ત્યાર પછી બ તેને પકડવા નીકળ્યો અને જ્યારે અ ૧૬ માઇલ ચાલતો હતો ત્યારે બ ૧૯ માઇલ ચાલતો; હવે જ્યારે બએ અને પકડ્યો ત્યારે બેઉ જણ કેટલા દુર ગયા હશે?

૭૬. એક છોકરો ૬ દિવસમાં ૮ પાઠ શીખેછે અને ૧૦ દિવસમાં ૧૨ પાઠ ભુલેછે તો ૫૦ પાઠ ખરેખરા શિખવાને તેને કેટલો વખત લાગશે?

૭૭. એક માણસે એક કામ ૨૦ દિવસમાં પૂરૂં કરવાને કબુલ કરીને ૧૫ માણસો કામે લગાડ્યાં પણ ૧૬મે દિવસે તેને માલમ પડ્યું કે ફકત અર્ધું કામ થએલુંછે. ત્યારે સરત પ્રમાણે કામ પૂરૂં કરવાને તેણે કેટલાં વધારે માણસ કામે લગાડવાં જોઇએ?

૭૮. એક ઘડીઆળ મંગળવારે બપોરે ૧૨ વાગે ૩ મિનિટ ધીમી માલમ પડી. તે દર ત્રણ કલાકે ૧૪ સેકન્ડ ઉતાવળી ચાલેછે. તો તે ઘડીઆળમાં ખરેખરો વખત ક્યારે માલમ પડશે?

૭૯. એક કામ ૬ માણસ અને ૫ છોકરા ૭ દિવસમાં કરી શકે છે, જ્યારે $\frac{3}{4}$ કામ પુરૂં થયું ત્યારે ૨ માણસો જતાં રહ્યાં અને ૨ છોકરા વધારવામાં આવ્યા; હવે જો એક છોકરો એક માણસ કરતાં અર્ધું કામ કરતો હોય તો તે કામ કેટલા વખતમાં પૂરૂં થશે?

૮૦. એક માણસે ૬ પેની ૮ કેરીને હિસાબે ચોકસ સંખ્યા કેરીની લીધી અને તે તેણે ૮ પેની ૧૦ ને હિસાબે વેચી તો તેને ૪ શિલિંગ નફો થયો ત્યારે બધી મળીને કેટલી કેરી તેણે ખરીદી હશે?

## સાદું વ્યાજ. (Simple Interest.)

જે રકમ આપણે બીજાને ચોક્કસ વખત સુધી વાપરવા આપીએ અથવા લઈએ અને તે રકમ ચોક્કસ વખત સુધી વાપરવાને માટે ચોક્કસ ભાવે જે ભાડું આપવું પડે તેનું નામ **વ્યાજ** (INTEREST), અને જે રકમ વ્યાજે લીધી હોય અથવા આપી હોય તેને **મુદલ** (PRINCIPAL) કહેછે. મુદલ રકમ જેટલા વખત સુધી આપણે રાખીએ તેને **મુદત** (TIME) કહેછે. વ્યાજ અને મુદલ મળીને જે રકમ થાય તેને **વ્યાજ મુદલ** (AMOUNT) કહેછે. એક વરસનું ૧૦૦ પૌંડનું અથવા રૂપિયાનું જે ચોક્કસ વ્યાજ ઠરાવ્યું હોયછે તેને **ટકા** અથવા **વ્યાજનો દર** (RATE PER CENT.) કહેછે; જેમકે, એક માણસના ૩૦૦ રૂ. ત્રણ વરસ સુધી ૫ ટકે રાખી તેને ૪૫ રૂ. વધારે આપીએ તો ૩૦૦ રૂ. મુદલ, ૩ વરસ મુદત, ૪૫ રૂ. વ્યાજ, ૫ ટકા અને ૩૪૫ રૂ. વ્યાજ મુદલ કહેવાય.

વ્યાજ બે જાતનાં હોયછે. ૧. **સાદું વ્યાજ** (SIMPLE INTEREST), ૨. **ચક્રવૃદ્ધિ વ્યાજ** (COMPOUND INTEREST).

આપેલી મુદત સુધી માત્ર મુદલ રકમનુંજ ચોક્કસ ટકે વ્યાજ કાઢીએ તેને **સાદું વ્યાજ** કહેછે.

**રીત:—**આપેલી રકમને ટકાએ તથા વરસે ગુણીએ અને તેને ૧૦૦ એ ભાંગીએ તો વ્યાજ આવેછે એટલે વ્યાજ$=\frac{\text{મુદલ}\times\text{મુદત}\times\text{દર}}{૧૦૦}$

**દા૦ ૧.** દર સેંકડે દર વરસે ૫૨૫ રૂપિયાનું ૪ ટકા પ્રમાણે ૩ વરસનું વ્યાજ શું?

$$\text{વ્યાજ}=\frac{૫૨૫\times૩\times૪}{૧૦૦}=\frac{૬૩૦૦}{૧૦૦}=૬૩\text{ રૂ. જવાબ.}$$

અથવા બીજી રીતે, આપેલી રકમનું સેંકડે જે ટકા કહેલા હોય

તે પ્રમાણે ત્રિરાશીની રીતે ૫૬ માંડીને વ્યાજ શોધવું; જે જવાબ આવશે તે એક વરસનું વ્યાજ મળશે પછી જેટલાં વરસ આપ્યાં હોય તેટલાં વરસનો બીજી ત્રિરાશી માંડીને જવાબ શોધવો.

રૂ. રૂ. રૂ. રૂ.
૧૦૦ : ૫૨૫ : : ૪ : ૨૧ (એક વરસનું ૫૨૫ રૂ. નું વ્યાજ.)

```
         ૪
૧૦૦)૨૧૦૦
      ૨૧
```

વ. વ. રૂ. રૂ.
૧ : ૩ : : ૨૧ : ૬૩ જવાબ.

જો ઠરાવેલી મુદત વરસ હોય અને આપેલી મુદત માસ અથવા દિવસમાં હોય તો તેને વરસનું રૂપ આપી દાખલો કરવો. જે તારીખે રૂપિયા લીધા અથવા આપ્યા હોય તેથી બીજે દિવસે ૧ દિવસ ગણાય વાસ્તે જ્યારે બે તારીખ વચ્ચેની મુદતનું વ્યાજ કાઢવું હોય ત્યારે બેમાંથી એક તારીખ છોડીને દિવસ ગણવા.

દા૦ ૨. દર સેંકડે દર વરસે ૫ ટકા પ્રમાણે ૧૦૦૦ રૂ. નું ૫ મી જેન્યુઆરીથી તે ૩૧ મી મે સુધીનું વ્યાજ શું?

આમાં ૫ મી જેન્યુઆરીથી તે ૩૧ મી મે સુધી ૧૪૬ દિવસ થયા. માટે,

રૂ. રૂ. રૂ. રૂ.
૧૦૦ : ૧૦૦૦ : : ૫ : ૫૦ (એક વરસનું ૧૦૦૦ રૂ.નું વ્યાજ.)

દિ. દિ. રૂ. રૂ.
વાસ્તે, ૩૬૫ : ૧૪૬ : : ૫૦ = ૨૦ જવાબ.

વ્યાજના કોઈબી દાખલામાં જો **મુદલ, ટકા, મુદત,** અને **વ્યાજ મુદલ** એ ચારમાંથી કોઈબી ત્રણ આપી હોય તો ચોથી શોધી કાઢી શકાય છે; જેમકે,

દા૦ ૩. ટકે સેંકડે દર વરસે કેટલા ટકા પ્રમાણે ૧૦૦૦ રૂપિયાનું ૧૪૬ દિવસનું વ્યાજ ૨૦ રૂપિયા થશે?

રૂ. રૂ. રૂ. રૂ.
૧૦૦૦ : ૧૦૦ :: ૨૦ : ૨ (૧૪૬ દિવસનું ૧૦૦ રૂ. નું વ્યાજ)

દિ. દિ. રૂ. રૂ.
વાસ્તે, ૧૪૬ : ૩૬૫ :: ૨ : ૫ જવાબ.

જો વ્યાજ દાખલામાં મુદત શોધી કાઢવા કહ્યું હોય તો નીચે પ્રમાણે કરવું.

રૂ. રૂ. રૂ. રૂ.
દા૦ ૪. ૧૦૦૦ : ૧૦૦ :: ૨૦ : ૨ (૧૦૦ રૂ.નું માગેલા વખતનું વ્યાજ.)

રૂ. રૂ. વ.
માટે જો, ૫ : ૨ :: ૧ : ૨/૫ વરસ=૧૪૬ દહાડા જવાબ.

---

## અનોયલા ૩૦.

૧. ૧૪ મી માર્ચથી તે ૨૮ મી ડીસેમબર સુધી કેટલા દિવસ થયા?
૨. ૨૨ મી જુનથી તે ૧૭ મી જેન્યુઆરી સુધી કેટલા દિવસ થયા?
૩. ૧ લી મેથી તે ૧૫ મી જેન્યુઆરી સુધી કેટલા દહાડા થયા?
૪. ૨૦ મી જુન ૧૮૭૫ થી તે ૭ મી માર્ચ ૧૮૭૬ સુધી કેટલા દિવસ?
૫. ૧૦ મી જેન્યુઆરી ૧૮૮૦ થી તે ૧૭ મી જુન ૧૮૮૫ સુધી કેટલા દિવસ?
૬. ૧૫ મી આગષ્ટ ૧૮૭૨ થી તે ૧૭ મી એપ્રીલ ૧૮૭૮ સુધી કેટલા દહાડા થયા?

૭. દર સેંકડે [illegible] વરસે [illegible] ટકા પ્રમાણે ૩૭૫ રૂ. નું ૧ વરસનું વ્યાજ શું?

૮. દર સેંકડે દર વરસે ૪ ટકા પ્રમાણે [illegible]૬૮ રૂ. નું ૧ વરસનું વ્યાજ શું?

૯. દર સેંકડે દર વરસે ૪ ટકા પ્રમાણે ૯૪૫ પાં. ૧૦ શિ. નું ૧ વરસનું વ્યાજ શું?

૧૦. દર સેંકડે [illegible] વરસે [illegible] ટકા પ્રમાણે ૩ વરસનું ૫૪૯ [illegible] ૧ શિ. નું વ્યાજ શું?

૧૧. દર સેંકડે દર વરસે ૪ ટકા પ્રમાણે ૨ વરસનું ૨૫૮ પાં. ૧૭ શિ. ૬ પે. નું વ્યાજ શોધી કાઢો.

૧૨. દર સેંકડે દર વરસે ૪ ટકા પ્રમાણે ૩૭૯ પાં. ૧૩ શિ ૭ પે. નું ૪ અઠ. નું વ્યાજ શોધી કાઢો.

૧૩. દર સેંકડે દર વરસે ૫ ટકા પ્રમાણે ૫ વરસનું ૫૫૬ પાંડ ૧૩ શિ. ૪ પે. નું વ્યાજ શું થયું?

૧૪. દર સેંકડે દર વરસે ૭¼ ટકા પ્રમાણે ૫૩૪ પાંડ ૮ શિ. નું ૧ વરસનું વ્યાજ શું થયું?

૧૫. દર સેંકડે દર વરસે ૬૭૧ પાં. ૧૯ શિ. ૬ પે. નું ૪¼ ટકા પ્રમાણે ૧ વરસનું વ્યાજ શું થયું?

૧૬. દર સેંકડે દર વરસે ૬ ટકા પ્રમાણે ૧૦ ગિનીનું ૧ વરસનું વ્યાજ શોધો.

૧૭. દર સેંકડે દર વરસે ૮૧ પાં. ૧૦ શિ. નું ૪¾ ટકા પ્રમાણે ૨ વ. ૫ મ. નું વ્યાજ શું થયું?

૧૮. દર સેંકડે દર વરસે $5\frac{1}{4}$ ટકા પ્રમાણે ૧ વ. ૪ મ. નું ૨૪ પૌં. નું વ્યાજ શુ?

૧૯. દર સેંકડે દર વરસે $4\frac{3}{8}$ ટકા પ્રમાણે ૪૧૯ પૌં. ૯ ા. ૯ પે. નું ૧ વ. ૧૦ મ. નું વ્યાજ શું?

૨૦. દર સેંકડે દર વરસે ૬ ટકા પ્રમાણે ૨૪ પૌં. ૧૮ શિ. ૯ પે. નું ૧૦ મહિનાનું વ્યાજ શું?

૨૧. દર સેંકડે દર વરસે $5\frac{3}{4}$ ટકા પ્રમાણે ૪૨૭ પૌં. ૮ શિ. ૮ પે. નું ૧ વ. ૫ મ. નું વ્યાજ શું?

૨૨. દર સેંકડે દર વરસે $6\frac{1}{2}$ ટકા પ્રમાણે ૯૨ પૌં. ૧૨ ગિ. નું ૧ વ. ૧૦ મ. નું વ્યાજ શું?

૨૩. દર સેંકડે દર વરસે ૫ ટકા પ્રમાણે ૨૫ પૌંડનું ૧ વ. ૯ મ. નું વ્યાજ શું?

૨૪. દર સેંકડે દર વરસે $4\frac{1}{2}$ ટકા પ્રમાણે ૬૫૧ પૌં. નું ૭ મ. નું વ્યાજ શું?

૨૫. દર સેંકડે દર વરસે $3\frac{1}{8}$ ટકા પ્રમાણે ૫૮૪ પૌં. ૧૮ ગિ. ૮ પે. નું ૧ વ. ૯ મ. નું વ્યાજ શું?

૨૬. દર સેંકડે દર વરસે ૬ ટકા પ્રમાણે ૪ પૌં. ૭ શિ. ૬ પે. નું ૫ મ. નું વ્યાજ શું?

૨૭. દર સેંકડે દર વરસે ૬ ટકા પ્રમાણે ૫૦ ગિનીનું ૧ વ. ૨ મ. નું વ્યાજ શું?

૨૮. દર સેંકડે દર વરસે ૫ ટકા પ્રમાણે ૪૫૬ પૌં. ૧૦ શિ. નું ૩૧ દહાડાનું વ્યાજ શું?

૨૯. દર સેંકડે દર વરસે ૬ ટકા પ્રમાણે ૧૦૦૦ પૌં. નું ૧ દહાડાનું વ્યાજ શું?

૩૦. દર સેંકડે દર વરસે ૫¾ ટકા પ્રમાણે ૪૬૭ પૌં. ૧૨ શિ. ૬ પે. નું ૮ મી જુલાઈથી ૨૬ મી ડીસેમ્બર સુધીનું વ્યાજ શું?

૩૧. દર સેંકડે દર વરસે ૫ ટકા પ્રમાણે [illegible]૦૦ પૌં. નું ૮૯ દિ. નું વ્યાજ શું?

૩૨. દર સેંકડે દર વરસે [illegible] ટકા પ્રમાણે ૩૮૧ પૌં. ૧ શિ. ૮ પે. નું ૨૬૪ દિ. નું વ્યાજ શું?

૩૩. દર સેંકડે દર વરસે ૫½ ટકા પ્રમાણે ૬૧ પૌંડનું ૨૧ મી એ-પ્રીલથી ૪ થી સપ્ટેમ્બર સુધીનું વ્યાજ શું?

૩૪. દર સેંકડે દર વરસે ૬ ટકા પ્રમાણે ૪૩ પૌંડ ૩ શી. નું [illegible]૦ મી જુનથી ૮ મી નોવેમ્બર સુધીનું વ્યાજ શું?

૩૫. દર સેંકડે દર વરસે ૫¼ ટકા પ્રમાણે ૯૪૩ પૌં. ૧ શિ. ૮ પે. નું ૧ લી મેથી ૨૧ મી અકટોબર સુધીનું વ્યાજ શું?

૩૬. દર સેંકડે દર વરસે ૬ ટકા પ્રમાણે ૧૫ ગિનીનું ૧૭ મી માર્ચ ૧૮૪૦ થી ૨૬ મી જેનુઆરી ૧૮૪૨ સુધીનું વ્યાજ શું?

૩૭. દર સેંકડે દર વરસે ૪½ ટકા પ્રમાણે ૫૩ પૌં. ૬ શિ. ૮ પે. નું ૧૪ મી જુન ૧૮૪૧ થી ૨૨ મી સપ્ટેમ્બર ૧૮૪૩ સુધીનું વ્યાજ શું?

૩૮. દર સેંકડે દર વરસે ૫ ટકા પ્રમાણે ૬૪૮ પૌં. ૧૫ શિ. ૬ પે. નું ૨ જી જુનથી ૨૫ મી નવેમ્બર સુધીનું વ્યાજ શું?

૩૯. દર સેંકડે દર વરસે ૬ ટકા પ્રમાણે ૧૪ પૌંડનું ૨૩ મી માર્ચથી ૨ જી નવેમ્બર સુધીનું વ્યાજ અને મુદલ મલીને શું થયું?

૪૦. દર સેંકડે દર વરસે ૬ ટકા પ્રમાણે ૬૮૮ પૌં. ૧૮ શિ. ૪ પે. નું ૧૦ મી માર્ચથી ૨૫ મી આગષ્ટ સુધીનું વ્યાજ અને મુદલ મલીને શું થયું?

૪૧. દર સેંકડે દર વરસે ૫ ટકા પ્રમાણે ૮૮૪ પૌં. ૮ શિ. ૮ પે. નું ૩ જી માર્ચથી ૨૮ મી અકટોબર સુધીનું વ્યાજ શું?

૪૨. દર સેંકડે દર વરસે ૬$\frac{1}{2}$ ટકા પ્રમાણે ૪૮૬૮ પૌં. ૧૫ શિ. નું ૮ મી જુનથી ૧ લી નવેમ્બર સુધીનું વ્યાજ અને મુદલ મળીને શું થયું?

૪૩. દર સેંકડે દર વરસે ૫$\frac{1}{2}$ ટકા પ્રમાણે ૬૬ પૌં. ૮ શિ. નું ૬ ઠી મેથી ૨૧ મી આગષ્ટ સુધીનું વ્યાજ અને મુદલ મળીને શું થયું?

૪૪. દર સેંકડે દર વરસે ૬ ટકા પ્રમાણે ૧૪ પૌંડનું ૩ વ. ૧૨૨ દહાડાનું વ્યાજ શું?

૪૫. દર સેંકડે દર વરસે ૧ રૂ. ૨ આ. ૪ પૈ પ્રમાણે ૧$\frac{1}{12}$ વરસનું ૪૮૦ રૂ. નું વ્યાજ શું?

૪૬. દર સેંકડે દર વરસે ૨ રૂ. ૮ આ. પ્રમાણે ૨૫૫૫ રૂ. નું ૮૦ દહાડાનું વ્યાજ શું?

૪૭. દર સેંકડે દર વરસે ૩ આ. ૪ પૈ પ્રમાણે ૫૨૮ રૂ. નું ૨૧૯ દહાડાનું વ્યાજ શું?

૪૮. દર સેંકડે દર વરસે ૩$\frac{1}{2}$ ટકા પ્રમાણે ૪૦ ગિનીનું ૧૬ મી માર્ચ ૧૮૫૦ થી ૨૩ મી જેન્યુઆરી ૧૮૫૧ સુધીનું વ્યાજ અને મુદલ મળીને શું થયું?

૪૯. દર સેંકડે દર વરસે ૩½ ટકા પ્રમાણે ૧૦ ગિનીનું ૧૧૭ દહાડાનું વ્યાજ શું?

૫૦. દર સેંકડે દર વરસે ૪⅛ ટકા પ્રમાણે ૪૧૧ પાં. ૧૦ શિ. નું ½ વરસનું વ્યાજ અને મુદલ મળીને શું થયું?

૫૧. જો ૪½ વર્ષનું ૨૮૩૩ પાંઉ ૬ શિ. ૮ પે. નું વ્યાજ ૩૮૨ પાં. ૧૦ શિ. થાય તો વ્યાજનો દર શું?

૫૨. જો ૧૦૦૦ રૂ. બે વર્ષમાં વધીને ૧૦૮૫ રૂ. ૮ આ. થાય તો વ્યાજનો શું ભાવ?

૫૩. જો ૪૪૬ પાં. ૧૦ શિ. નું વ્યાજ ૩ વર્ષ અને ૩ મહિનામાં ૭૨ પાં. ૧૧ શિ. ૧½ પેન્સ થાય તો વ્યાજનો શું ભાવ?

૫૪. જો ૩ વર્ષમાં ૪૭૫ પાંઉનું વ્યાજ ૭૫ પાં. ૫ શિ. થાય તો વ્યાજનો શું ભાવ તે શોધી કાઢો.

૫૫. ૨૯૦ પાં. ૪ ટકાને હિસાબે વધીને કેટલા વખતમાં ૨૪૩ પાં. ૩ શિ. ૧¼ પેન્સ થશે?

૫૬. ૩૭૯ પાં. ૫ શિ. ૪ પેન્સનું વ્યાજ ૫ ટકાને હિસાબે કેટલા વખતમાં ૬૦ પાં. ૧૫ શિ. ૮ પે. થશે?

૫૭. ૪½ ટકા પ્રમાણે ૧૭૫ પાં. ૧૭ શિ. કેટલા વખતમાં વધીને ૧૯૭ પાં. ૧૨ શિ. ૨¼ પેન્સ થશે?

૫૮. કેટલા વખતમાં ૫૫૪ પાં. ૧૦ શિ. નું વ્યાજ ૪ ટકા પ્રમાણે ૫ પાં. ૧૦ શિ. ૧૦¾ પેન્સ થશે?

૫૯. ૫૭૦ રૂપીઆ ૪ ટકા પ્રમાણે કેટલા વખતમાં બેવડા થશે?

૬૦. ૧૦૦૦ રૂપીઆ પાંચ ટકા પ્રમાણે કેટલા વખતમાં બેવડા થશે?

૬૧. કેટલું નાણું વ્યાજે મુકશું કે જેથી ૫ વર્ષમાં ૩ ટકાને હિસાબે તેનું વ્યાજ ૫૨ પૌં. ૧૦ શિ. થાય?

૬૨. કઈ રકમ ૯ વર્ષમાં ૪ ટકા પ્રમાણે વધીને ૭૩૪ પૌં. ૮ શિ. થશે?

૬૩. કેટલી રકમ વ્યાજે મુકશું કે જેથી તે વ્યાજે વધીને ૭ વર્ષમાં ૫ ટકા પ્રમાણે ૩૩૪ પાં. ૧૬ શિ. થાય?

૬૪. કેટલું નાણું વ્યાજે મુકવું જોઇએ કે જેનું વ્યાજ ૫ વર્ષમાં ૩ ટકા પ્રમાણે ૪૦૨ પૌં. ૧૦ શિ. થાય?

—o—

## બહુરાશી (Compound Proportion.)

કોઈ વાર ત્રિરાશીની રીતે કરવાના દાખલામાં બે કે વધારે જાતનાં બબે પદ આપેલાં હોયછે, અને તે દરેક જાતના એક એક પદનો જવાબની જાતના પદ સાથે સંબંધ આપેલો હોયછે, તેવા દાખલાનો જવાબ શોધવાની રીતને **બહુરાશી** કહેછે.

જેમ ત્રિરાશીમાં માત્ર ૩ પદ આવેછે તેમ બહુરાશીમાં ૩ કરતાં વધારે પદો એટલે ૫, ૭, ૯, એ પ્રમાણે આવેછે. એ દાખલા પણ ત્રિરાશીના વિચાર પ્રમાણે થઈ શકેછે. જો દાખલામાં પાંચ પદ આપ્યાં હોય તો તેને **પંચરાશી**, અને સાત પદ હોય તો **સપ્તરાશી** કહેછે.

**રીત**:—જેમાં જવાબ માગ્યો હોય તે પદ ત્રીજું લખવું; પછી દરેક જાતનાં જે બબે પદ આપ્યાં હોય તેમાં પ્રમાણ જોઈ જેમ વતો ઓછો જવાબ માગ્યો હોય તેમ વતું ઓછું પદ પેહેલું કે બીજું મુકવું, એવી રીતે જેટલી જાતિનાં પદ હોય તે માંડયા પછી સઘળાં બીજાં પદનો અને ત્રીજાંનો ગુણાકાર કરવો અને એ ગુણાકારને

બધાં પેહેલાં પદના ગુણાકારે ભાગવો, જે ભાગાકાર આવશે તે ત્રીજા પદની જાતિ પ્રમાણે જવાબ આવશે. જો અપૂર્ણાંક હોય તો સંક્ષેપ કાઢીને દાખલો કરવો.

દા૦ ૧. ૩૦ હં. ૩૬ માઇલ લઈ જવાને ૨ પૌં. ૧૦ શિ. પડે તો ૨૧ હં. ૧૬ માઇલ લઈ જવાને શું પડશે?

$$\left.\begin{array}{l} \text{હં.} \quad \text{હં.} \\ ૩૦ : ૨૧ \\ ૩૪ \text{ મા.} : ૧૬ \text{ મા.} \end{array}\right\} :: \begin{array}{l} \text{પૌં. શિ. પૌં.} \\ ૨ \quad ૧૦ = ૨\frac{1}{2} \end{array}$$

$$\frac{૨૧ \times ૧૬ \times ૫}{૩૦ \times ૩૪ \times ૨} = \frac{૧૬૮૦}{૨૦૪૦} \text{ પૌં} = ૧૬ \text{ શિ. } ૫\frac{૧૧}{૧૭} \text{ પે.}$$

## મનોયત્ન ૩૧.

૧. જો ૧૪ માણસ ૧૨ કલાકમાં ૩ એકર જમીન ખેડે તો ૧૫ એકર ૧૪ કલાકમાં કેટલાં માણસ ખેડશે?

૨. જો ૩૫ ઘોડા ૪૨ દિવસમાં ૫૬ બુશલ અનાજ ખાયછે તો ૬૩ ઘોડા ૨૮ દિવસમાં કેટલો અનાજ ખાશે?

૩. જો પાંચ ઘોડાને ૧૦ મહિના રાખવાને ૫૬ પૌં. ૨ શિ. ૨$\frac{1}{2}$ પે. પડે તો સાત ઘોડાને ૧૪ મહિના રાખવાનું શું પડશે?

૪. જો ૧ હં. ૨ ક્વા. ૭ પૌં. નો બોજો ૫૫$\frac{3}{4}$ માઇલ લઈ જવાને ૧૧ શિ. ૭. પે. પડે તો ૨$\frac{3}{4}$ ટનના બોજાને ૨૩$\frac{5}{12}$ માઇલ લઈ જવાને શું પડશે?

૫. જો ૧$\frac{1}{2}$ ફુટની પોહોળાઈના ૩૩$\frac{1}{2}$ વાર કપડાંની કિંમત ૫ પૌંડ ૧૫ શિ. પડે તો એકવાર પોહોળાઈના ૧૧૩$\frac{3}{4}$ વાર કપડાંનું શું પડશે?

૬. જો ૨૫૦ માણુસ ૫૦ વાર લાંબી, ૪૦ ફીટ પોહોળી અને ૨ ફીટ ઉંડી ખાહી દહાડાના ૧૦ કલાક પ્રમાણે ૬ દિવસમાં ખોડેછે તો ૧૨ કલાક પ્રમાણે ૩ દિવસમાં ૫૦૦ વાર લાંબી ૩૨ ફીટ પોહોળી અને ૩ ફીટ ઉંડી ખાહી ખોડવાને કેટલાં માણુસ જોઇશે?

૭. જો ૧૫ માણુસ એક કામ ૨૪ દહાડામાં કરેછે તો તેથી દશ ગણું કામ આપેલા વખતના $\frac{3}{4}$ ભાગમાં કેટલાં માણુસ કરશે?

૮. જો ૨૦૦ માણસો ૯ શિલિંગે બાતલીને ભાવનો ૪૦ પૌંડનો દારૂ પી જાયછે તો ૧૦ શિલિંગે ભાવનો ૧૪૪ પૌંડનો દારૂ કેટલાં માણુસ પીશે?

૯. ૧૩૨ માણુસ ૧૧૦ વાર લાંબી, ૩ ફીટ પોહોળી અને ૩ ફીટ ઉંડી ખાહી ૧૧ કલાક પ્રમાણે ૪ દિવસમાં ખોડેછે; તેથી અરધાં માણસો બીજી ખાહી ૭ કલાક પ્રમાણે ૯ દિવસમાં ખોડેછે તો તે ખાહીમાં કેટલા ફીટ પાણી રહી શકશે?

૧૦. જ્યારે ઘઊંની કિંમત દર બુશલે ૪$\frac{3}{4}$ શિ. છે ત્યારે છ પેનીનું પાંઉ વજનમાં ૫$\frac{9}{20}$ રતલ થાયછે તો જ્યારે ઘઊંની કિંમત ૧૮$\frac{2}{5}$ શિ. થઇ ત્યારે ૧૧$\frac{3}{25}$ શિલિંગમાં કેટલા વજનનું પાઉં આવશે?

૧૧. જો ૧૫ બલદ અને ૩૮ મેઢાં, ૧૨ દિવસમાં ૧૫ ટન, ૧૫ હં. ઘાસ ખાઈ જાયછે તો હવે જો ૩ ટન ઘાસની કિંમત ૭ ગિની હોય અને ૬ બલદ ૧૦ મેઢાંના જેટલું ખાય તો ૩૧ દિવસ સુધી ૧૨ બલદ અને ૧૫ મેઢાંને ખવાડવાની શું કિંમત હશે?

૧૨. માહાબલેશ્વરમાં ૯ માણસનાં એક કુટુંબને રેહેવાને એક વરસમાં ૧૬૪૦ રૂ. નો ખરચ થાયછે તો ૭ મહિના સુધી ૮ માણસના કુટુંબને મુંબઇ કે જ્યાંનો ભાવ માહાબલેશ્વરના ભાવનો ૩/૫ ભાગ છે ત્યાં રેહેવાને કેટલો ખરચ લાગશે?

૧૩. અ અને બએ એક વેપારના કામમાં ૧૫૦૦ પૌંડ અને ૨૦૦૦ પૌંડ રોક્યા અને એક વરસની આખેરીએ તેઓને ૪૦૦ પૌંડ નફો મળ્યો ત્યારે જો તેઓ બેઉ સાથે મળીને ૩૨૦૦ પૌંડ રોકે તો તેમને ૩૫૦ પૌંડ નફો મેળવવાને કેટલો વખત લાગે?

૧૪. જો ૧૪૪ માણસ ૪૦ વાર લાંબી, ૧ ફુ. ૮ ઈં. પોહોળી અને ૪૮ ફી. ઊંડી ખાઈ ૧૦ કલાક પ્રમાણે ૩ દિવસમાં ખોદેછે તો ૫ ફી. ઊંડી અને ૨ ફી. ૩ ઈં. પોહોળી ખાઈ ૫૧ માણસ દહાડાના ૯ કલાક પ્રમાણે ૧૫ દિવસમાં ખોદે તો તે ખાઈની લંબાઇ શું?

૧૫. જો ૨૫ માણસ એક દિવસમાં ૪૦ છોકરાની બરાબર કામ કરેછે તો એક કામ જેનો અરધો ભાગ ૩૦ માણસે ૩૦ દિવસમાં કર્યો તે પુરૂં કરવાને માટે ૬૪ છોકરાને કેટલો વખત લાગશે?

૧૬. એક ખેડુતે ૩૦ દિવસમાં પોતાના ખેતરની કાપણી કરવાને ૬૦ માણસો લગાડ્યાં પણ ૧૦ દિવસના કામ પછી તેણે બીજાં ૪૦ વધાર્યાં તો કેટલા વખતમાં આખા ખેતરની કાપણી પુરી થશે?

૧૭. જો ૧૨ ફી. લાંબી, ૬ ફી. ઊંડી અને ૫ ફી. પોહોળી એવી એક પેટીમાં ૪૦ ક્વા. અનાજ રહી શકેછે તો બીજી પેટી જે

૫ ફી. ઊંડી અને ૩ ફી. પોહોળી છે અને જેમાં ૩૦ ક્વા. અ-નાજ રહી શકેછે તેની લંબાઈ શું હશે?

૧૮. એક ઘેરા ઘાલેલાં ગામમાં ૧૦૦૦ માણસને ૫ અઠ. સુધી ચાલે એટલો ખોરાક છે ત્યારે દરેક માણસને દર રોજ ૧૬ ઔંસ આપવામાં આવે છે, પણ જો તેમાં ૫૦૦ માણસ ઉમેરવામાં આવે અને તે ખોરાક ૮ અઠ. સુધી ચલાવવો પડે તો દરરોજ એક માણસને કેટલું મળશે?

૧૯. એક પાનામાં ૪૮ અક્ષરની ૬૦ લીટીઓ જો હોય તો એક બા-બદ ૧૬૦ પાનામાં માયછે, ત્યારે હવે તેજ બાબદ ૧૨૦ પા-નામાં સમાવવી હોય અને દર લીટીમાં ૬૦ અક્ષર મુકીએ તો દરેક પાનામાં કેટલી લીટી લેવી?

૨૦. જો ૧૦ બાયડીઓ ૬ પુરૂષ જેટલું કામ કરે અને ૪ છોકરાં ૨ પુરૂષ જેટલું કામ કરે તો ૬૦ પુરૂષ, ૧૨ બાયડી, અને ૧૦ છોકરાં મળીને દિવસના ૧૦ કલાક પ્રમાણે ૨૪૦ વાર લાંબી, ૧૦ વાર પેહોળી, અને ૪ વાર ઊંડી નેહેર ૩૨ દિવસમાં ખોડેછે ત્યારે ૪૮ પુરૂષ, ૧૬ બાયડી, અને ૮ છોકરાં દિવસનાં ૮ કલાક પ્રમાણે ૨૮૮ વાર લાંબી, ૧૨ વાર પોહોળી, અને ૮ વાર ઊંડી નેહેર કેટલા દહાડામાં ખોડશે?

૨૧. એક માણસ ૮૦ દિવસમાં ૪½ માઇલ લાંબો રસ્તો બાંધવાનો સરત કરેછે, પણ ૪૫ દહાડા સુધી ૪૯ માણસને કામે લગા-ડયા પછી તેને માલમ પડેછે કે માત્ર ૧ મા. ૩૦૦ વાર લાંબો રસ્તો બંધાયો છે તો તે કામ કબુલાત પ્રમાણે પુરૂં કરવાને તે કેટલાં વધારે માણસ કામે લગાડશે?

૨૨. ૧૦૫ માણસ ૩૬ દિવસમાં ૪૮૦ એકર જમીન ખેડેછે તે-માંના ૬૬ માણસોએ તે જમીન ૪૨ દિવસ ખેડયા પછી બાકીની જમીન ૩૯ માણસ કેટલા દિવસમાં ખેડી રહેશે?

૨૩. જો ૧૦ માણસ અથવા ૧૫ છોકરા ૪૦ એકરનું એક ખેતર દિવસના ૧૩ કલાક પ્રમાણે ૭ દિવસમાં ખેડેછે તો દિવસના ૧૪ કલાક પ્રમાણે ૨½ દિવસમાં ૮ એકર જમીન ખેડવાને ૪ માણસ સાથે કેટલા છોકરા જોઇશે?

૨૪. ૧૬૦ ઘોડાને ૬૦ ફી. લાંબી, ૨૩¾ ફી. પોહોળી, અને ૯½ ફી. ઊંચી ઘાસની ગંજી ૨૦ દિવસ ચાલેછે તો ૨૪૦ ઘોડાને ૭૫ વાર લાંબી, ૧૫ ફી. પોહોળી, અને ૪ ફી. ઊંચી ગંજી કેટલા દિવસ ચાલશે?

૨૫. જો ૧૬ ફી. લાંબી, ૯ ફી. ઊંચી અને ૧ ફી. જાડી ભીંત બાંધવાને ૪½ ઈં. લાંબી, ૨½ ઈં. પોહોળી ૧ ઈં. જાડી એવી ૧૨૫૦૦ ઈંટો જોઇએ, તો ૨૦ ફી. લાંબી, ૧૨ ફી. ઊંચી અને ૧½ ફી. જાડી ભીંત બાંધવાને ૪ ઈં. લાંબી, ૨ ઈં. પોહોળી અને ૧ ઈં. જાડી એવી કેટલી ઈંટો જોઇશે?

—o—

## પાંતીના હિસાબ (Practice.)

**પાંતી** એટલે હિસ્સા અથવા ભાગ. એક ચીજની કિંમત આપી હોય તે પરથી તેની ઘણી ચીજોની કિંમત જુદા જુદા ટુંકા ભાગ પાડીને કાઢવાની રીતને **પાંતી** કહેછે. એ ભાગો શોધી કાઢવાના કાંઈ ચોકસ નિયમ નથી, પણ તે સાધારણ વિચાર તથા અનુભવથી

શોધી શકીએ છીએ; જેમકે, ૧૦ શિ.=$\frac{૧}{૨}$ પૌં., ૬ શિ. ૮ પે.=$\frac{૧}{૩}$ પૌં., ૫ શિ.=$\frac{૧}{૪}$ પૌં., ૪ શિ.=$\frac{૧}{૫}$ પૌં., ૩ શિ. ૪ પે.=$\frac{૧}{૬}$ પૌં., ૨ શિ. ૬ પે.=$\frac{૧}{૮}$ પૌં., ૨ શિ.=$\frac{૧}{૧૦}$ પૌં, ૧ શિ. ૮ પે.=$\frac{૧}{૧૨}$ પૌં., ૧ શિ ૪ પે.=$\frac{૧}{૧૫}$ પૌંડ.

પાતીની રીતથી હિસાબ ઘણા જલદીથી તેમજ સેહેલાઈથી થાય છે માટે સાધારણ વ્યવહારમાં આ રીતનો લોકો બહુ ઉપયોગ કરેછે, માટે એ રીતને ઈંગરેજીમા Practice (પાંતી) કહેછે. પાંતીના હિસાબ બે જાતના છે; (૧) એકજ જાતના એક અંકની કિંમત આપી હોય તે પરથી તેજ જાતના બીજા અંકની કિંમત શોધવી તે. (૨) કોઇ નામના એકમની કિંમત આપી હોય તેપરથી તેજ જાતના બીજા પરિમાણની કિંમત કાઢવી તે.

૬૧૦ ૧. એક નંગની કિંમત ૧૬ રૂ. ૧૧ આ. ૪ પૈ. પડે તો તેવાં ૧૧૦ નંગનું શું?

| | | | | |
|---|---|---|---|---|
| | ૧૧૦ | | | |
| | ૧૬ | | | |
| | ૧૭૬૦ | | | (૧૬ રૂ. પ્રમાણે ૧૧૦ની કિંમત) |
| ૮ આ.=૧ રૂ નો $\frac{૧}{૨}$ ભાગ | ૫૫ | | | (૮ આ. ,, ,, ) |
| ૨ આ.=૮ આ નો $\frac{૧}{૪}$ ભાગ | ૧૩ | ૧૨ | | (૨ આ. ,, ,, ) |
| ૧ આ.=૨ આ. નો $\frac{૧}{૨}$ ભાગ | ૬ | ૧૪ | | (૧ આ. ,, ,, ) |
| ૪ પૈ =૧ આ. નો $\frac{૧}{૩}$ ભાગ | ૨ | ૪ | ૮ | (૪ પૈ ,, ,, ) |
| | રૂ. ૧૮૩૭ | ૧૪ | ૮ | જવાબ. |

૬૧૦ ઉ. ૧ એકર જમીનનું ભાડું ૧૫૦ પાં. ૬ શિ. ૮ પે. પડે તો ૧૦ એ. ૩ રૂ. ૩૮ પોલનું શું?

| | પાં. | શિ. | પે. |
|---|---|---|---|
| | ૧૫૦ | ૬ | ૮ |
| | | | ૧૦ |
| | ૧૫૦૩ | ૬ | ૮ |
| ૨ રૂ=૧ એ. નો $\frac{૧}{૨}$ ભાગ.... | ૭૫ | ૩ | ૪ |
| ૧ રૂ.=૨ રૂ. નો $\frac{૧}{૨}$ ભાગ.... | ૩૭ | ૧૧ | ૮ |
| ૨૦ પો.=૧ રૂ. નો $\frac{૧}{૨}$ ભાગ.... | ૧૮ | ૧૫ | ૧૦ |
| ૧૦ પો.=૨૦ પો. નો $\frac{૧}{૨}$ ભાગ.... | ૯ | ૭ | ૧૧ |
| ૮ પો.=૧ રૂ. નો $\frac{૧}{૫}$ ભાગ.... | ૭ | ૧૦ | ૪ |
| | ૧૬૫૧ | ૧૫ | ૯ |

## મનોયત્ન ૩૨.

| એક નંગની કિંમત | નંગ. | એક નંગની કિંમત | નંગ. |
|---|---|---|---|
| ૧. ૭ શિ. ૬ પે. તો | ૧૨૯૦? | ૧૧. ૧૬ શિ. ૬ $\frac{૩}{૧૪}$ પે. તો | ૫૬૮૨? |
| ૨. ૬ $\frac{૩}{૪}$ શિ. ,, | ૨૫૧૪? | ૧૨. ૮ પાં. ૧૬ શિ. ૯ $\frac{૧}{૪}$ પે. ,, | ૨૧૮ $\frac{૫}{૧૩}$? |
| ૩. ૧૧ શિ. ૩ પે. ,, | ૧૦૮? | ૧૩. ૩ પાં. ૬ શિ. ૨ $\frac{૫}{૧૦}$ પે. ,, | ૩૧૭૬? |
| ૪. ૫ શિ. ૬ પે. ,, | ૯૮૦? | ૧૪. ૪ પાં. ૧૧ શિ. ૪ પે. તો | ૭૩૧૪? |
| ૫. ૪ શિ. ૯ પે. ,, | ૨૧૬? | ૧૫. ૬ પાં. ૫ શિ. ૯ પે. તો | ૫૩ $\frac{૧}{૨}$? |
| ૬. ૨ પાં. ૧૫ શિ. ૯ પે. તો | ૧૨૮? | ૧૬. ૫ પાં. ૧૭ શિ. ૭ $\frac{૧}{૪}$ પે. તો | ૧૪૬ $\frac{૩}{૫}$? |
| ૭. ૮ શિ. ૮ $\frac{૧}{૩}$ પે. ,, | ૨૪૦? | ૧૭. ૬ રૂ. ૧૪ આ. ૯ પૈ. તો | ૫૬૩૯ $\frac{૩}{૪}$ |
| ૮. ૪ પાં. ૧૫ શિ. ૪ $\frac{૩}{૪}$ પે. તો | ૭૬૪? | ૧૮. ૧ પાં. ૨ ફ્લો. ૫ પે. તો | ૧૩૬? |
| ૯. ૧ પાં. ૧૦ $\frac{૧}{૪}$ પે. તો | ૭૭૭૭ $\frac{૫}{૯}$? | ૧૯. ૪ શિ. ૯ $\frac{૭}{૧૨}$ પે. તો | ૭૪૩૯? |
| ૧૦. ૩ પાં. ૧ શિ. ૧૦ $\frac{૭}{૧૨}$ પે. ,, | ૫૨૮૬ $\frac{૩}{૫}$? | ૨૦. ૩ કા. ૨ ફ્લો. ૪ પે. તો | ૧૫૪૦? |

૨૧. ૧૨ પૌં. ૫ શિ. ૮ પે. ને ભાવે ૬૫ હં. ૨ ક્વા. ૨૧ પૌંડનું શું?

૨૨. એક ક્વાર્ટરની કિંમત ૧ પૌં. ૮ શિ. ૬½ પે. પડ તો ૩૬ હં. ૩ ક્વા. ૧૭ પૌં. નું શું?

૨૩. ૫½ ગિનીને ભાવે ૧૧ એ. ૨ રૂ. ૮ પોલનું શું

૨૪. ૧૦ શિ. ૧૦ પેન્સે ઔંસને ભાવે ૧ પાં. ૩ ઔં. ૧૨ એ. નું શું?

૨૫. ૧ પૌં. ૫ શિ. ૪½ પેન્સે ફર્લાંગને ભાવે ૧૦૫ મા. ૨ ફ. ૧૯ પો. નું શું?

૨૬. ૭ શિ. ૪¼ પેન્સે બુશલ તો ૬૫ ક્વા. ૪ બુ. ૩ પેકનું શું?

૨૭. ૨ પૌં. ૫ શિ. ૭¾ પેન્સ લેખે ૨૩ ચો. વાર. ૮ ફી. ૫૭ ઈં. નું શું?

૨૮. ૫ પૌં. ૧૨ શિ. ૬ પેન્સ લેખે ૮ મ. ૩ અ. ૪ દિ. નું શું?

૨૯. ૬૨ મહિને ૨૧ પૌં. ૧૩ શિ. ૭ પેન્સ લેખે ૩ વ. ૯ મ. ૧૨ દિવસનું શું?

૩૦. ૧ પૌં. ૧ શિ. ૭ પેન્સે હંડ્રેડવેટ લેખે ૫ હં. ૩ ક્વા. ૧૪ પૌંડનું શું?

૩૧. ૫ પૌં. ૪ શિ. ૩ પેન્સે હંડ્રેડવેટ લેખે ૬ હં. ૨ ક્વા. ૧૧ પૌંડનું શું?

૩૨. ૩ પૌં. ૭ શિલિંગે હંડ્રેડવેટ લેખે ૧ ટન ૪ હં. ૩ ક્વા. ૧૫ પૌંડનું શું?

૩૩. એક વેપારીએ ૪ હં. ૨ ક્વા. ૨૦ પૌં. આમ્બે ૧૧૩ પૌં. ૧૦ શિ. ૮ પે. માં લીધી અને ૩¾ પેન્સે ઔંસ લેખે તે વેચી તો તેને નફો કેટલો થયો?

३४. એક દીવાલીઆનું કરજ ૩૫૪૮ પૌં. ૬ શિ. ૮ પે. છે અને જો તે ૧ પૌંડે ૧૨ શિ. १०½ પે. આપે તો તેના માગનારાને કેટલી ખોટ જશે?

३५. એક ઘરનું ભાડું ૬૦ ગિની આવેછે અને તેપર ૨ પૌં. . શિ. ૬¾ પે. કર આપવામાં આવેછે તો એક ખેતર જેનું ભાડું ૬૭૨ પૌંડ છે તે માટે કેટલો કર આપવો પડશે?

३६. એક ઘડીઆળ બરાબર વખત કરતાં કલાકે ૧ મિ. . સે. ઉતાવલી ચાલેછે તો એ પ્રમાણે ૧૬ દિ. ૮ .. ૩૦ મિ. માં કેટલી ઉતાવળી ચાલી હશે?

३७. એક દીવાલીઓ ૧ પૌંડના માગનારાને ૧૨ શિ. ૬ પે. આપે છે અને તેનું કરજ ૨૩૯૫ પૌં. ૬ શિ. ૮ પે. છે, તો તેની આવક કેટલી હશે?

३८. એક માણસે ૨૬ એ. ૩ રૂ. ૩૯ પૌં. જમીન લીધી જેમાંના ૮ એ. ૧ રૂ. ૬ પો. તેણે ૬૮ પૌં. ૧૩ શિ. ૪ પેન્સ એકર લેખે લીધી અને બાકીની ૧૭ પૌંડ ૬ શિ. ૮ પેન્સે એકર લીધાં અને પરચુરણ ખરચ માટે તેણે ૨૦ પૌં. બીજા ખરચ્યા તો બધું મળીને તેણે શું આપ્યું હશે?

३९. એક માણસે ૨૮ રૂ. ૧૨ આ. ૮ પૈને હિસાબે ૫૮ ઘોડા લીધા, અને તેમાંના ૯ મરી ગયા પછી દરેકને માટે ૯ રૂ. ૮ આ. ૬ પૈ નફો ખાઇને ૩૧ ઘોડા વેચ્યા અને બાકીના દરેકને ૩ રૂ. ૨ આ. ૪ પૈ ખોટે વેચ્યા તો તેને નફો કે ખોટ કેટલી ગઈ?

૪૦. ૫ ફી. ૧½ ઈંચ ઊંચો, ૮ ફી. ૩ ઈં. પોહોળો અને ૯ ફી. ૫ ઈં. લાંબો એવા એક ઓરડાને દર ચોરસવારે ૯¾ પેન્સ લેખે રંગ લગાડવાને કેટલો ખરચ થશે?

—o—

## મુદ્દત કપામની (Discount.)

જો ચોક્કસ ભાવે (વ્યાજનો ભાવ દર સો રૂપિઆનો અથવા દર સો પૌંડનો) ચોક્કસ મુદ્દત પછી કોઈ રકમ લેણી થવાની હોય અને તે ચોક્કસ મુદ્દતની અગાઉ આપણે નાણાં લઇએ તો જે મુદ્દત બાકી રહી હોય તેને માટે જે ઓછું નાણું લઇએ તેને **મુદ્દત કપામની** (Discount) કહેછે; અને મુદ્દત કાપી આપીને જેટલાં નાણાં રોકડાં લઇએ તેને **તુર્ત કિંમત** (Present-Worth) કહેછે; જેમકે, ૧૦૦ પૌંડ ૬ ટકાને હિસાબે ત્રણ વરસ સુધી વ્યાજે મુકીએ તો ૧૮ પૌં. તેનું વ્યાજ થાય અને તેટલા વખત પછી આપણને ૧૧૮ પૌંડ મળવા જોઇએ. હવે જો ૬ ટકા પ્રમાણે ત્રણ વરસ પછી આપણને ૧૧૮ પૌંડ મળતા હોય તો વ્યાજના ૧૮ પૌં. કાપી આપીને હમણા ૧૦૦ પૌંડ પુરા લીધાથી હિસાબ ચુકતે થાય. એ રીતે જે ૧૮ પૌંડ ઓછા લીધા તે મુદ્દત કાપી આપેલી (Discount) કહેવાયછે, અને ૧૦૦ પૌંડ તુર્ત કિંમત (Present-Worth) કહેવાય છે.

મુદ્દત કપામની (Discount) શોધવાને પેહેલાં ૧૦૦ પૌંડનું આપેલા વખતનું આપેલા ટકા પ્રમાણે વ્યાજ શોધવું, પછી નીચે પ્રમાણે માંડવું:—

૧૦૦ પૌં. + શોધેલું વ્યાજ : આપેલી રકમ : : ૧૦૦ પૌંડનું કાઢેલું વ્યાજ : મુદ્દત કપામની.

દા૦ ૧. ૧૦ ટકાને હિસાબે ૧૦૦૦ પૌંડની હુંડી ૧ વરસ ૩ મહિને પાકવાની હોય તો મુદ્દત કેટલી કાપી આપવી પડશે ?

વ. વ. પૌં. પૌં.

૧ : ૧$\frac{૧}{૪}$ : : ૧૦ : ૧૨$\frac{૧}{૨}$ (દર ૧૦૦ પૌં. નું વ્યાજ.)

પૌં. પૌં. પૌં.

૧૦૦+૧૨$\frac{૧}{૨}$ : ૧૦૦૦ : : ૧૨$\frac{૧}{૨}$ : ૧૧૧$\frac{૧}{૯}$ પૌં. મુદ્દત કાપી આપી.

$$\frac{૨}{૨૨૫} \times \frac{૧૦૦૦}{૧} \times \frac{૨૫}{૨} = \frac{૧૦૦૦}{૯} = ૧૧૧\frac{૧}{૯}$$

જો ઉપલાજ દાખલામાં તુર્ત કિંમત (Present Worth) શોધી કાઢવા કહી હોય તો તેનો અર્થ એમ કે હાલ આપણને ૧૦૦૦ પૌંડને બદલે કેટલું નાણું મલશે, તુર્ત કિંમત (Present-Worth) શોધવાને પેહેલાં ૧૦૦ પૌંડનું આપેલા વખતનું આપેલા ટકા પ્રમાણે વ્યાજ શોધવું, પછી નીચે પ્રમાણે માંડવું:-

૧૦૦ પૌંડ + શોધેલું વ્યાજ : આપેલી રકમ : : ૧૦૦ પૌંડ : તુર્ત કિંમત.

દા૦ ૨. ઉપલાજ દાખલામાં તુર્ત કિંમત શોધી કાઢો.

વ. વ. પૌં. પૌં.

૧ : ૧$\frac{૧}{૪}$ : : ૧૦ : ૧૨$\frac{૧}{૨}$ (દર ૧૦૦ પૌંડનું વ્યાજ.)

પૌં. પૌં. પૌં.

૧૦૦+૧૨$\frac{૧}{૨}$ : ૧૦૦૦ : : ૧૦૦ : ૮૮૮$\frac{૮}{૯}$ પૌંડ તુર્ત કિંમત.

$$\frac{૨}{૨૨૫} \times \frac{૧૦૦૦}{૧} \times \frac{૧૦૦}{૧} = \frac{૮૦૦૦}{૯} = ૮૮૮\frac{૮}{૯}$$

મુદત કપામન બે રીતની છે. ૧, વાસ્તવિક રીતે મુદત કાપવાનું (True Discount) અને ૨, વેપારીની રીતે મુદત કાપવાનું (Mercantile, Ordinary or Bankers' Discount). જો દિવસની ગણત્રી કરવી હોય તો જે દિવસે એક હુંડી પાકે તે દિવસ પછી બીજા ત્રણ દહાડા કાયદા પ્રમાણે વધુ આપવામાં આવેછે જેને ત્રણ દહાડા "ગ્રેસ" (Three days of Grace) ના કહેછે.

દા૦ ૩. ૧૦૦૦ પૌંડની ૧૫ મી માર્ચની ૭ મહિનાની હુંડી ૩ જી સપ્ટેમ્બરે ૧૦ ટકા લેખે ચુકવવી હોય તો તેની મુદત કેટલી કાપી આપવી?

૧૫ મી માર્ચથી હુંડી ૬ મહિના એટલે કે ૧૫ મી સપ્ટેમ્બરે નામની પાકેછે; પણ કાયદા પ્રમાણે ૧૮ મી સપ્ટેમ્બરે પાકેછે; અને તે હુંડી ૩ જી સપ્ટેમ્બરે એટલે કે ૧૫ દિવસ અગાઉથી ચુકવી આપી તો તેટલા ૧૫ દહાડા માટે કેટલી મુદત કાપી આપવી પડશે તે શોધીએ.

વાસ્તવિક રીતે મુદત કાપવાની રીત ઉપર બતાવીછે, પણ વેપારીની રીતે જો મુદત કાપવાને કહ્યું હોય તો આપેલી રકમનું આપેલા ટકા પ્રમાણે આપેલી મુદત સુધીનું સાદું વ્યાજ શોધવું, જે વ્યાજ આવશે તેજ વેપારીની રીતની મુદત કપામન થશે.

| દિ. | | દિ. | | પૌં. | | |
|---|---|---|---|---|---|---|
| ૩૬૫ | : | ૧૫ | :: | ૧૦ | : | $\frac{૩૦}{૭૩}$ પૌં. |

| પૌં. | | પૌં. | | પૌં. | | પૌં. | શિ. | પે. |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૦૦+$\frac{૩૦}{૭૩}$ | : | ૧૦૦૦ | :: | $\frac{૩૦}{૭૩}$ | : | ૪ | ૧ | ૧૦$\frac{૧૯૪}{૭૩૩}$ |

## મનોયત્ન ૩૩.

૧. ૧૨૫૦ પૌંડની હુંડીની ૯ મહિનાની ૫ ટકાને હિસાબે તુર્ત કિંમત કેટલી ?

૨. ૫૦૦૦ પૌંડની ૧$\frac{1}{2}$ વરસની હુંડીની દર સેંકડે દર મહિને ૧૫ શિ. લેખે કેટલી મુદત કાપી આપવી ?

૩. ૭૫૦૦ પૌંડની ૩ વરસની હુંડીની ૧૦ ટકા પ્રમાણે કેટલી મુદત કાપી આપવી ?

૪. ૧૬૨૫ પૌંડની હુંડી ૬ મહિના રહીને પાકવાની છે તો ૯ ટકા લેખે હાલ કેટલું નાણું આપવું પડશે ?

૫. વાસ્તવિક મુદત કાપવાની રીતે અને વેપારીની રીતે ૧૦૦૦ પૌંડની ૬ ટકા લેખેની હુંડીમાં શું ફેર આવશે ?

૬. ૩૭૪૮૦ પૌં. ૧ શિ. ૧$\frac{1}{2}$ પેન્સની હુંડી ૧૬ મી માર્ચે છ મહિનાની લખી, અને ૫ ટકા પ્રમાણે ૧૧ મી જુને ચુકવી આપી, તો કેટલી મુદત કાપી આપવામાં આવી ?

૭. ૧૦૨૫ પૌંડ. ૧૫ શિ. ની હુંડી ૧૭ મી જેન્યુઆરી ૧૮૮૪ ને દિવસે ૭ મહિનાની લખી અને ૪ ટકા પ્રમાણે ૧૦ મી મેએ ચુકવી લીધો તો કેટલી મુદત કાપી આપી હશે ?

૮. ૧૦૦ પાઉંડની હુંડી જે ૫ ટકા પ્રમાણે ૬ મહિનામાં પાકવાની છે તેના ૯૭ પૌં. ૧૦ શિ. મલે છે તો જોઇએ તે કરતાં કેટલું ઓછું ?

૯. ૩$\frac{3}{4}$ ટકા લેખે એક ચોકસ રકમની ૩ વરસમાં ૧૨ પૌં. ૮ શિ. મુદત કપાયછે તો તે રકમ કેટલી હશે ?

૧૦. જો ૧૪૧૦ પાૈંડની હુંડીની ૩$\frac{૩}{૪}$ ટકા પ્રમાણે ૮૨ પાૈં. ૧૮ શિ. ૯$\frac{૧૫}{૧૭}$ પે. મુદત કાપી આપવામાં આવેછે તો તે કેટલા વખત અગાઉની હશે ?

૧૧. ૫ ટકા લેખે એક ચોકસ રકમ જે એક વરસે પાકેછે તેના વ્યાજ અને મુદત કપામની વચ્ચે ૧૦ રૂપીઆનો તફાવત છે તો તે રકમ કેટલી ?

૧૨. ૪$\frac{૧}{૨}$ ટકા લેખે ૨ મહિનાનું કઈ રકમના વ્યાજ અને મુદત કપામની વચ્ચેનો તફાવત ૨ શિ. ૩ પે. થશે ?

૧૩. ૬૭૮ પાૈં. ૮ શિ. ની હુંડી જે ૧$\frac{૧}{૨}$ વરસે પાકેછે તેની મુદત કપામની ૩૮ પાૈં. ૮ શિ. થાયછે તો વ્યાજનો દર શું ?

૧૪. ૨૨૬ પાૈં. ૨ શિ. ૮ પે. ની હુંડી જે ૧$\frac{૧}{૨}$ વરસે પાકવાની છે તેની મુદત કપામન ૧૨ પાૈં. ૧૬ શિ. છે તો શું ભાવ હશે ?

૧૫. એક હુંડી જે ૧ વરસમાં પાકવાની છે તેની ૫ ટકા લેખે મુદત કપામની ૧૫ પાૈં. થાયછે તો તે હુંડી કેટલી રકમની હશે ?

૧૬. એક વેપારીએ ૮૪૨ પાૈં. ૫ શિ. નો માલ લીધો અને તેની હુંડી ૩૫૦ દિવસ રહીને પાકવાની છે તો ૫ ટકા લેખે હાલ કેટલું નાણું આપવું પડશે ?

૧૭. ૯ મહિને રૂ. ६६४ લેણા થવાના તેમાં વાસ્તવિક રીતે રૂ. ૨૪ કાપી આપેછે, ત્યારે વેપારીની રીતે કેટલા કાપી આપે ?

૧૮. એક ચોકસ રકમના વાસ્તવિક રીતે મુદત કાપવાના રૂ. ૩૬ થાયછે અને તેજ દરે તેજ મુદતના વેપારીની રીતે ૩૭ રૂ. ૮ આ. થાયછે ત્યારે તે રકમ કઈ ?

૧૯. કોઈ રકમની હુંડી જે ૪ ટકા પ્રમાણે ૬ મહિનામાં પાકવાની છે તેનાં સાદાં વ્યાજ અને વાસ્તવિક રીતે મુદત કપામનમાં ૧૦ શિ. ૬ પેન્સનો તફાવત છે ત્યારે તે રકમ કઈ?

૨૦. ૨૦૦ રૂ. ૪$\frac{૨}{૩}$ મહિનામાં લેણા થવાના છે તેના વેપારીની રીતે મુદત કાપવાના રૂ. ૪૦ થાય તો વાસ્તવિક રીતે શું થશે?

૨૧. જો ૨૨૬$\frac{૨}{૨૫}$ પૌંડનું ૧ વરસ ૬ મહિનાની મુદત કપામન ૧૨ પૈ ૧૬ શિ. થાય તો વ્યાજનો દર શું?

૨૨. ૬૮૩ પૌંડ ૬ શિ. ૮ પૈ. ની હુંડી ૨ વરસે પાકવાની છે તો દર વરસે દર સેંકડે ૪ પૌં. ૧૩ શિ. ૪ પેન્સ લેખે હાલ કેટલું નાણું આપવું પડશે?

૨૩. ૯૯ પૌં. ૮ શિ. ૯ પૈ. ની હુંડી જે ૨ વરસે પાકવાની છે તેની તુર્ત કિંમત ૯૧ પૌં. ૧૦ શિ. કેટલા ટકા પ્રમાણે થશે?

૨૪. એક ચોક્કસ રકમની હુંડી જે ૫ વરસે પાકવાની છે તેનું દર સેંકડે દર વરસે ૫ ટકા પ્રમાણે મુદત કપામન ૯૦૦ પૌંડ છે તો તે રકમ શું હશે?

૨૫. એક વેપારી ૪ પૌં. ને હિસાબે ૬૦ ઘોડા લેછે અને ૧૨ મહિના પછી તે રકમ આપવાની બોલી કરેછે, પછી તરતજ તે ૪૦ શિલિંગને હિસાબે બધા વેચી નાખેછે ત્યારે જો વ્યાજનો દર ૫ ટકા ગણીએ તો તેને કેટલી ખોટ ગઈ હશે?

—o—

## દશાંશ અપૂર્ણાંક (Decimal Fractions.)

૧. જે અપૂર્ણાંકના છેદ ૧૦, ૧૦૦, ૧૦૦૦ અથવા એવી રીતે દશના દશ દશગણા હોય તેને વ્યવહારી અપૂર્ણાંક (Vulgar Fraction)થી

જુદી રીતે ઓળખવાને દશાંશ અપૂર્ણાંક (Decimal Fractions) અથવા ટુંકામાં દશાંશ (Decimals) કરીને કહેછે, જેમ, $\frac{૯}{૧૦}$, $\frac{૨૧}{૧૦૦}$, $\frac{૨૫૧}{૧૦૦૦૦}$, $\frac{૯૦૭૮}{૧૦૦૦૦૦}$.

૨. આંકડાથી લખેલી સંખ્યા વાંચી બતાવવાની સાધારણ રીતને એકમ પછી જમની તરફ લંબાવ્યાથી દશાંશ અપૂર્ણાંક થાયછે, કારણકે સંખ્યાના પરિમાણો (notation) એવી રીતે ગોઠવેલાં છે કે કોઇપણ પરિમાણો તેની પાસેના ડાબી તરફના પરિમાણનો દશગણો ભાગ થાયછે, અને એટલા માટે જમણી તરફનું કોઇપણ પરિમાણ દશદશમો ભાગ ઉતરતું જાયછે, જેમકે ૧૦૦૦ નો દશમો ભાગ ૧૦૦, ને ૧૦૦ નો દશમો ભાગ ૧૦, ને ૧૦ નો દશમો ભાગ ૧ થાયછે.

૩. એકમની સંખ્યા પછી જમણી તરફ (.) આવું ચિન્હ જેને દશાંશ ચિન્હ (Decimal point) કરીને કહેછે તે મુકી આંકો માંડવામાં આવે અને તેને ઉપલો નિયમ લાગુ કરીએ તો એકમની જમણી તરફનો દશાંશ ચિન્હ પછીનો પહેલો આંક દશમા ભાગ બતાવે, બીજો સોમા ભાગ, ત્રીજો હજારમા—એમ જમણી તરફનો દરેક આંક દશદશમા ઉતરતા ભાગ બતાવેછે, જેમકે, ૫.૯ એમાં ૫ એકમ અને ૯ દશમા ભાગ, અથવા ૫$\frac{૯}{૧૦}$ થાય, તેમજ ૭.૫૭ એમાં ૭ પૂર્ણાંક અને ૫ દશમા ભાગ તથા ૭ સોમા ભાગ અથવા $૭+\frac{૫}{૧૦}+\frac{૭}{૧૦૦}=૭\frac{૫૭}{૧૦૦}$ થાય. એવી રીતે દશાંશ ચિન્હની જમણી તરફ દશદશમા ઉતરતા ભાગ બતાવનારાં સ્થાનને દશાંશ સ્થળ (Decimal places) કહેછે.

૪. અપૂર્ણાંકની પેઠેજ દશાંશ પણ બોલી બતાવવામાં આવે છે એટલે પૂર્ણાંક હોય તે બોલ્યા પછી અંશની સંખ્યા બોલીને પછી

છેદ બોલવા અને તેને અંશ શબ્દ લગાડવો જેમ, ૫·૩=પાંચ પૂર્ણાંક ત્રણ દશાંશ (five and three tenths); ૭·૫૪=સાત પૂર્ણાંક ચોપન શતાંશ; (seven and fifty four hundredths); ·૨૦૫=બસે પાંચ સહસ્ત્રાંશ (two hundred and five thousandths); ૧૦૦·૦૦૦૦૧=સો પૂર્ણાંક એક લક્ષાંશ (one hundred and one hundred thousandths.)

૫. **દશાંશ અપૂર્ણાંક લખવાની રીત:**—છેદમાં જેટલા મીડા હોય તેટલા અંક અંશની જમણી તરફથી ગણીને દશાંશ ચિન્હ (·) મુકવું. દશાંશ ચિન્હની ડાબી તરફ અંકો રહે તો તે પૂર્ણાંક સમજવા; જો છેદનાં મીડાં જેટલા અંક અંશમાં ન હોય તો મીડાં જેટલા અંક થાય ત્યાં સુધી અંશની ડાબી તરફ મીડા મુકી દશાંશ ચિન્હ મૂકવું; જેમ, $\frac{૨૩૩}{૧૦૦}$=૨·૩૩; $\frac{૮૩}{૧૦૦૦}$=·૦૮૩ $\frac{૭}{૧૦૦૦૦૦૦}$=·૦૦૦૦૦૭.

૬. યાદ રાખવું જે પૂર્ણાંકમાં જમણી તરફ એક એક મીડું વધારતા જઇએ તેમ તેની કિંમત દશ દશ ગણી વધતી જાયછે, પણ દશાંશ અપૂર્ણાંકમાં જમણી તરફ ગમે તેટલાં મીડાં ચઢાવીએ તોપણ તેના કિંમતમાં ફેર પડતો નથી; જેમ ·૩=$\frac{૩}{૧૦}$=·૩૦=$\frac{૩૦}{૧૦૦}$=·૩૦૦=$\frac{૩૦૦}{૧૦૦૦}$=·૩૦૦૦=$\frac{૩૦૦૦}{૧૦૦૦૦}$ વગેરે. વળી પૂર્ણાંકમાં ડાબી તરફના મીડાંની કિંમત હોતી નથી, પણ દશાંશ અપૂર્ણાંકમાં ડાબી તરફ એકએક મીડું વધારતા જઇએ તેમ તેમ એ અપૂર્ણાંકની કિંમત દશ દશમા ભાગ ઉતરતી જાયછે; જેમ, ·૩=$\frac{૩}{૧૦}$; ·૦૩=$\frac{૩}{૧૦૦}$; ·૦૦૩=$\frac{૩}{૧૦૦૦}$; ·૦૦૦૩=$\frac{૩}{૧૦૦૦૦}$.

૭. દશાંશને અપૂર્ણાંકના રૂપમાં લખી બતાવવું હોય તો આપેલા અંકને અંશમાં લખી, જેટલાં દશાંશ સ્થળ હોય તેટલાં મીડાં

એકડા ઉપર ચઢાવવાથી જે આવે તે છેદમાં લખવા, અને દશાંશ ચિન્હ કાઢી નાંખવું, પછી સંક્ષેપ જાય તો કાઢવો; જેમ, •૫૩=$\frac{૫૩}{૧૦૦}$; •૦૬૫=$\frac{૬૫}{૧૦૦૦}$=$\frac{૧૩}{૨૦૦}$; ૩•૨૫=$\frac{૩૨૫}{૧૦૦}$=$\frac{૧૩}{૪}$=૩$\frac{૧}{૪}$.

૮. દશાંશ ચિન્હને જમણા હાથપર ૧,૨,૩ અથવા વધારે સ્થળ ખસાડવાથી કોઇબી દશાંશને ૧૦, ૧૦૦, ૧૦૦૦ વગેરેથી ગુણ્યા કેહેવાયછે; જેમ, ૭•૫૩×૧૦=૭૫•૩; ૨૫•૩૪૧×૧૦૦=૨૫૩૪•૧; ૭•૪ × ૧૦૦૦ = ૭૪૦૦ ઇત્યાદિ.

૯. દશાંશ ચિન્હને ડાબા હાથ પર એક, બે, ત્રણ અથવા વધારે સ્થળ ખસાડવાથી કોઇબી દશાંશને ૧૦, ૧૦૦, ૧૦૦૦ વગેરેથી ભાગ્યા કેહેવાયછે, જેમ, ૮૨•૩ ÷ ૧૦ = ૮•૨૩; ૫૨•૯૧ ÷ ૧૦૦ = •૫૨૯૧; ૨૩•૭૬૧ ÷ ૧૦૦૦૦=•૦૦૨૩૭૬૧.

## મનોયત્ન ૩૪.

૧. નીચેના દશાંશને અપૂર્ણાંક રીતે લખો:—•૬; •૦૧; •૭૮૩; •૦૯૬૭; •૦૪૩; •૪૫૭; •૪૫૧૨૩; •૦૦૦૬૦૭; •૦૦૦૦૦૭; •૫૦૨૩; •૯૧૧૧૧; •૬૧૧૧૧૧૧૧.

૨. નીચેના દશાંશને અપૂર્ણાંક અતિ સંક્ષેપ રૂપમાં લખો:—•૨૫; •૦૨૫; •૨૦૫; •૨૫૦; •૦૦૧; •૦૦૩૫; ૮•૦૦૪; ૭•૨૨૫; ૩•૪૩૪; ૭૦૦•૧૦૧૦૧; ૫•૦૦૯૬૮૭૫; ૫૦•૧૦૧૭૨.

૩. નીચેના અપૂર્ણાંકને દશાંશ રીતે લખો:—$\frac{૩}{૧૦}$; ૪$\frac{૫}{૧૦}$; $\frac{૪૨૩}{૧૦}$; $\frac{૪૧}{૧૦૦}$; $\frac{૧૫૨}{૧૦૦૦}$; ૪૨$\frac{૧૫૩}{૧૦૦૦૦૦}$; $\frac{૯૫૧}{૧૦૦૦૦૦૦}$; $\frac{૫૦૦૦}{૧૦૦૦૦૦૦૦}$; $\frac{૭૮૧૨૬}{૧૦૦૦૦૦૦૦૦૦}$; $\frac{૨૦૩}{૧૦}$; ૫૩$\frac{૭}{૧૦૦}$; $\frac{૧૨૩×૫૬૭}{૧૦૦૦૦}$.

૪. નીચલી સંખ્યાઓને લખી બતાવો:—એક પૂર્ણાંક એક સતાંશ; નવ પૂર્ણાંક ત્રણ લક્ષાંશ, સાત હજાર ત્રણસે બાર દશ સહસ્ત્રાંશ; ચાર લાખ પચીસ હજાર ત્રણસે ચોપન દશ લક્ષાંશ; ચાર કરોડ, નવસેં એક કરોડાંશ; પાંચ અબજ, છસે નવ અબજાંશ; નવસેં નવ પૂર્ણાંક એક દશ કરોડાંશ; બસે ચોપન સહસ્ત્રાંશ; નવસેં છનુ દશલક્ષાંશ.

૫. નીચલી સંખ્યા વાંચો અને તેમને અપૂર્ણાંકના અતિ સંક્ષેપ રૂપમાં લખો:—·૫; ·૭; ·૮; ·૨૫; ·૨૩; ·૦૦૪; ૯·૭; ·૦૦૦૧; ૨૪·૪; ૨૮૨·૦૦૦૭; ૭·૦૦૭; ૩૦૩·૦૦૦૧૩; ૧·૦૦૧૦૦૦૧.

૬. ૬·૦૪૨ × ૧૦૦; ૫૧·૩૨ × ૧૦૦૦; ૪૬·૫૨૬૦ × ૧૦૦૦૦૦; ·૩૪૯૭ × ૧૦૦૦; ·૦૦૦૩૪૫ × ૧૦૦૦.

૭. ૪૩·૨૬ ÷ ૧૦; ૫૨·૧૮ ÷ ૧૦૦; ·૫૪૯ ÷ ૧૦૦૦; ·૦૦૧ ÷ ૧૦૦૦૦; ૪·૮૨૧૬ ÷ ૧૦૦૦૦; ૮૫૬ ÷ ૧૦૦૦૦૦.

—o—

## દશાંશ સરવાળા અને બાદબાકી.

(Addition and Subtraction of Decimals.)

**રીત**—આપેલી સંખ્યાઓને, દશાંશ ચિન્હ એક સીધી લીટીમાં આવે, એટલે બધી રકમના એકમ સ્થાનના અંક એક બીજા નીચે આવે, એમ લખવી. જો જમણી બાજુ કોઈ રકમનાં સ્થાન ખાલી હોય તો ત્યાં મીડાં છે એમ સમજવું, પછી સાદા સરવાળા બાદબાકીની રીત પ્રમાણે જે કહ્યું હોય તે કરવું અને દશાંશ ચિન્હની **નીચેજ** જવાબમાં દશાંશ ચિન્હ મુકવું અથવા આપેલી રકમમાંની જેમાં સૌથી વધારે દશાંશ સ્થળ હોય તેના જેટલાં દશાંશ સ્થળ સરવાળાની કે બાદબાકીની જમણી તરફથી ગણીને દશાંશ ચિન્હ મુકવું.

દા૦ ૧. ૬·૫૪૧ + ૧૪·૩૮ + ·૯૦૦૭ + ૨૩·૫

```
 ૬·૫૪૧
૧૪·૩૮
  ·૯૦૦૭
૨૩·૫
─────────
૪૫·૩૨૧૭ જ.
```

દા૦ ૨. ૭·૩૨−૪·૭૨૪

```
૭·૩૨
૪·૭૨૪
─────
૨·૫૯૬ જ.
```

## મનોયત્ન ૩૫.

નીચલી રકમનો સરવાળો કરોઃ—

૧. ૧·૫૬૩, ·૦૩૫૬૧, ૩૬·૫૧, ૨·૬૩.

૨. ·૨૭૫, ·૪૨૫, ·૦૦૧, ·૦૦૦૨.

૩. ૩૫·૨૦૫, ૭૮૦·૦૨, ૫·૩૦૮૨, ·૦૮૭, ૯·૩૭૯૮.

૪. ·૫૭૩ + ૧૫ + ૨·૦૪ + ૧૩·૦૦૧+ ૫૬૭·૯૮૦૭૫.

૫. ·૦૦૦૦૧ + ૨૨·૦૧ + ·૩૬ + ૮·૭ + ·૨૦૫ + ૩·૦૦૧.

૬. ·૪૫૬૮૭ + ૫૬૦·૩૭૯ + ૩૫૦·૦૦૩૬ + ૭·૦૭૪ + ૫૨·૨૫૭.

૭. ૯·૦૦૫−૫·૦૮૬૭; ૮૬·૮−૮·૬૮.

૮. ૮૧·૯૯−·૫૬૪; ૪·૪૨−·૦૦૦૪૨.

૯. ૯·૩૪૫−૮·૮૫૭૨; ૫·૦૦૨૦૦૩−·૦૦૩૪૫

૧૦. ૧૦−·૦૦૦૨; ·૦૦૫૩૭−·૦૦૦૯૮૫.

———0———

## દશાંશ ગુણાકાર (Multiplication of Decimals.)

રીતઃ—દશાંશ ચિન્હ જાણે નથી એમ સમજીને પૂર્ણાંકની પેઠે ગુણાકાર કરવો, પછી ગુણ્ય તથા ગુણક બંનેમાં જેટલાં દશાંશ સ્થળ હોય તેટલાં સ્થળ ગુણાકારની જમણી તરફથી ગણીને દશાંશ

ચિન્હ મુકવું; પણ જો જવાબમાં, આપેલાં દશાંશ સ્થળ કરતાં કમી સ્થળ હોય તો આગળ મીડાં વધારીને પુરાં કરવાં.

દા૦ ૧. ૨•૦૪૩૨૭ ને ૪•૨૩ વડે ગુણો. દા૦ ૨. ૪૩•૬૭૨×•૦૦૦૦૦૦૪૭

| | |
|---|---|
| ૨•૦૪૩૨૭ | ૪૩•૬૭૨ |
| ૪•૨૩ | •૦૦૦૦૦૦૪૭ |
| ૭૨૯૮૧ | ૩૦૫૭૦૪ |
| ૪૮૬૫૪ | ૧૭૪૬૮૮ |
| ૯૭૩૦૮ | •૦૦૦૦૨૦૫૨૫૮૪ જવાબ. |
| ૧૦•૨૯૦૩૨૧ જવાબ. | |

પેહેલા દાખલામાં છ દશાંશ સ્થળ ગુણ્ય અને ગુણકના મળીને થાયછે માટે જવાબમાં જમણી તરફથી ગણીને મુક્યાં, પણ બીજામાં બધાં મળીને ૧૧ સ્થળ છે ને જવાબમાં તો માત્ર સાતજ સ્થળ છે તેથી ચાર કમી સ્થળ છે માટે ચાર મીડાં ઉમેરવાથી •૦૦૦૦૨૦૫૨૫૮૪ જવાબ આવશે.

## મનોયત્ન ૩૬.

૧. ૨૧•૩×•૩૦૧; ૩•૬૨×૭•૫૭૪.

૨. •૭૦૧×૭૦૦•૦૧; •૭૬૪×•૬૫૨.

૩. •૪૨૭×•૨૩૫; ૬૨૩•૪૦૭૫×૨૪•૦૨૫૯.

૪. ૧૪૩૨•૬૭૪૯×•૦૦૦૦૪૦૩૦૭૦૫.

૫. ૪•૦૩૭૨૧×•૦૧૨૦૭; ૪૧•૧૨૫×૭•૦૨.

૬. ૪૨•૬૫×•૭૯૫×•૦૦૦૭૪×૩•૫.

૭. ૭•૨૫×•૭૨૫×•૦૭૨૫×૩૨૦૦૦.

———o———

## દશાંશ ભાગાકાર (Division of Decimals.)

**રીતઃ—**જ્યારે ભાજ્યમાં ભાજક કરતાં દશાંશ સ્થળ વધારે હોય ત્યારે દશાંશ ચિન્હ જાણે નથી એમ સમજીને પૂર્ણાંકની પેઠે ભાગાકાર કરવો, પછી ભાજ્યનાં દશાશ સ્થળમાંથી ભાજકનાં દશાંશ સ્થળ બાદ કરી બાકી રહે તેટલાં સ્થળ ભાગાકારની જમણી તરફથી ગણીને દશાંશ ચિન્હ મુકવું. પણ જો ભાગાકારમાં તેટલાં સ્થળ ન હોય તો ગુણાકારની માફક ડાબી તરફ મીડાં વધારીને પૂરાં કરવાં.

દા૦ ૧. ૬·૩૨)૩૩·૩૫૬૯૬(૫૨૭૮
૩૧૬૦
૧૭૫૬
૧૨૬૪
૪૯૨૯
૪૪૨૪
૫૦૫૬
૫૦૫૬

જવાબ=૫·૨૭૮

દા૦ ૨. ૧૭·૩૧)·૦૦૪૧૫૪૪(૨૪
૩૪૬૨
૬૯૨૪
૬૯૨૪

જવાબ=·૦૦૦૨૪

જ્યારે ભાજ્યમાં ને ભાજકમાં દશાંશ સ્થળ એક સરખાં હોય છે ત્યારે જવાબ પૂર્ણાંકમાં આવેછે; પણ જ્યારે ભાજ્યમાં દશાશ સ્થળ ભાજકના દશાંશ સ્થળ કરતાં ઓછાં હોયછે ત્યારે જ્યાં સુધી ભાજ્યનાં દશાંશ સ્થળ ભાજકનાં દશાંશ સ્થળની બરોબર થાય ત્યાં સુધી ભાજ્યમાં મીડાં ઉમેરવાં ને ભાગાકાર કરવો, જો ભાજ્યનાં સ્થળ પુરાં થતાં કાંઈ બાકી વધે તો એકકું શુન્ય લઈને જ્યાં સુધી કાંઇ ન વધે ત્યાં સુધી ભાગાકાર કરવો.

દા૦ ૧. ૨૩·૭૫ ÷ ·૩૧૨૫

```
·૩૧૨૫)૨૩·૭૫૦૦(૭૬ જ.
       ૨૧૮૭૫
       -----
        ૧૮૭૫૦
        ૧૮૭૫૦
        -----
```

દા૦ ૨. ૩૪·૭ ÷ ·૦૬૪

```
·૦૬૪)૩૪·૭૦૦/૦૦૦૦(૫૪૨·૧૮૭૫ જ.
     ૩૨૦
     ---
      ૨૭૦
      ૨૫૬
      ---
       ૧૪૦
       ૧૨૮
       ---
        ૧૨૦
         ૬૪
        ---
         ૫૬૦
         ૫૧૨
         ---
          ૪૮૦
          ૪૪૮
          ---
           ૩૨૦
           ૩૨૦
           ---
```

## મનોયત્ન ૩૭.

૧. ૭·૪૫ ÷ ·૩૨; ૬૬૫·૪૩૪ ÷ ૩૬·૨.

૨. ૧·૬૮ ÷ ·૨૪; ૭·૭૦૪ ÷ ૨·૧૪.

૩. ૧૭·૨૮ ÷ ·૦૦૧૨; ·૦૦૧૬૯ ÷ ૧·૩.

૪. ૬૧૭૩૨૫ ÷ ·૦૦૦૨૫; ૧·૯૫ ÷ ·૦૦૦૧૩.

૫. ·૦૨૨૭૩૪૨૫ + ·૦૦૪૧૩૩૫.

૬. ૩૫૭·૨૧૪ ÷ ·૦૦૦૦૨૨.

૭. ૪૭·૦૪૬૦ × ·૬૬૫૮૩ ÷ ·૦૦૫૧૮૯૬૩.

૮. ૫૫૫૫·૩૦૧૯૯૬૨ ÷ ૬·૩૭૦૫૪.

૯. ·૦૭૮૪૯૭૮૨ ÷ ·૭૨; ૪૦૦·૪ ÷ ·૦૦૦૨.

—o—

## અપૂર્ણાંકને દશાંશ અપૂર્ણાંકનું રૂપ આપવાનું.

(Transformation of Vulgar Fractions into Decimals.)

**રીત:**—દશાંશ ભાગાકારની રીતે અપૂર્ણાંકના અંશને છેદે ભાગવા, ૦ બાકી વધે અથવા કહેલાં સ્થળ ભાગાકારમાં આવે ત્યાંસુધી ભાગાકાર કરવો, એટલે ભાગાકાર આવશે તે જવાબ.

દા૦ $\frac{૪૪}{૧૨૫}$ ને દશાંશ રૂપમાં લાવો.

```
૧૨૫)૪૪·૦૦(·૩૫૨ જવાબ.
    ૩૭૫
    ----
     ૬૫૦
     ૬૨૫
    ----
      ૨૫૦
      ૨૫૦
    ----
```

### મનોયત્ન ૩૮.

### નીચેના અપૂર્ણાંકને દશાંશ રૂપમાં આણો.

૧. $\frac{૫}{૨૬}$; $\frac{૧૧}{૨૫}$; $\frac{૩}{૪}$; $\frac{૭}{૨૫}$.

૨. $\frac{૧}{૪}$; $\frac{૩}{૮}$; $\frac{૯}{૯૬}$; $\frac{૩૧}{૩૨}$.

૩. $૧\frac{૩}{૪} \div \frac{૧૪}{૧૫}$; $૭\frac{૩૧}{૪૦}$.

૪. $૩\frac{૧}{૮}$ ના $\frac{૨૪}{૨૫}$; $૧૨\frac{૧૫}{૧૬}$.

૫. $૫\frac{૧}{૪} + ૨\frac{૩}{૧૬} + ૨\frac{૩}{૫} + ૨\frac{૧}{૩૨}$.

૬. $૧૧\frac{૧}{૨}$ + ·૭૫ ના $\frac{૨૪}{૨૫} \times ૬\frac{૩}{૪}$.

૭. $\frac{૩૫\frac{૨}{૫}}{૫૩} \times \frac{૧૩\frac{૧}{૪}}{૩·૭૫}$

———o———

## પુનરાવર્ત્ત દશાંશ. (Circulating Decimals)

અપૂર્ણાંકને દશાંશનું રૂપ આપતાં કોઈ વખત ભાગાકારનો પાર આવતો નથી, અને તેના તેજ અંક ફરી ફરીને આવેછે; જેમ, $\frac{૧}{૩}$ = •૩૩૩૩ ઇ૦ $\frac{૫}{૧૧}$ = •૪૫૪૫૪૫ ઇ૦ એમ છેડો ન આવે એવી રીતે દશાંશમાં તેના તેજ અંક ફરી ફરીને આવે ત્યારે તેને પુનરાવર્ત્ત દશાંશ (Circulating, Recurring or Repeating Decimals) કહેછે; અને જે અંક ફરી ફરીને આવતા હોય તે **પુનરાવર્ત્ત પ્રદેશ** (Period or Repetend) કહેવાયછે. પુનરાવર્ત્ત દશાંશમાં ફરી ફરીને આવનારા આંકડા એકજ વખત લખવામાં આવેછે અને તે પુનરાવર્ત્ત છે એમ બતાવવાને પુનરાવર્ત્ત પ્રદેશના પેહેલા અને છેલા અંક ઉપર એક એક ટપકું મુકવામાં આવેછે; જેમ $\frac{૧}{૩}$ = •૩̇; $\frac{૫}{૧૧}$ = •૪̇૫̇; $\frac{૧}{૬}$ = •૧૬̇. જે પુનરાવર્ત્ત દશાંશમાં પુનરાવર્ત્ત પ્રદેશ દશાંશ ચિન્હથીજ શરૂ થાય તેને **શુદ્ધ પુનરાવર્ત્ત દશાંશ** (Pure Circulating Decimals) કહેછે; જેમ, •૩૩૩૩...., ૪૫૪૫...., જે પુનરાવર્ત્ત દશાંશમાં દશાંશ ચિન્હ પછી થોડા આંકડા આવી પુનરાવર્ત્ત પ્રદેશ આવે તેને **મિશ્ર પુનરાવર્ત્ત દશાંશ** (Mixed Circulating Decimals) કહેછે, જેમ, •૧૨૮૮૮૮...., •૦૧૧૩૬૩૬.....

### મનોયત્ન ૩૯.

નીચેના અપૂર્ણાંકને પુનરાવર્ત્ત દશાંશમાં લાવો.

૧. $\frac{૧૧}{૬૫}$; $\frac{૧૩}{૬૮}$; $\frac{૫}{૬૧}$; $\frac{૧૨૯}{૫૫૦}$.

૨. $\frac{૨}{૩}$; $\frac{૪}{૯}$; $\frac{૩}{૧૧}$; $\frac{૧}{૭}$.

૩. $\frac{૫}{૯૯૯}$; $\frac{૩૪૭}{૯૯૯૯}$; $\frac{૧}{૯૯૯૯૯}$.

૪. $\frac{૧૭૫}{૩૮૪૬}$; $\frac{૯૧}{૩૬}$; ૧૭$\frac{૫}{૩૭}$; ૨$\frac{૫}{૬}$.

૫. $\frac{૧૩૩}{૧૮૫}$; ૩$\frac{૧}{૮}$ ના ૨$\frac{૪}{૫}$; $\frac{૧૦૦૦}{૧૦૦૧}$.

